# કહાના કુંભારની વાત.

સામાન્ય વર્ગ માટે લખનાર,

**એક સાક્ષર.**

દોહરો.

ભલી સ્ત્રીએ ભવ સુધરે રૂડે દિવાને રાજ,
ધર્મ સાચવ્યે જશ વધે, સાર વાતનો આજ.

**અમદાવાદ.**

શ્રી "મુદ્રણકલામંદિર" લિમિટેડ—ખાડિયા-
માં ગણપત્તિરામ ઉત્તમરામ ભટ્ટે છાપી પ્રસિદ્ધ કર્યું.

સંવત. ૧૯૫૫. ઈ૦ સ૦ ૧૮૯૯.

મૂલ્ય રૂ. ૦-૨-૦

# પ્રસ્તાવના.

સદહું સાંભળેલી વાર્તા સામાન્યવર્ગને માટેજ લખવામાં આવેલી છે. ર્તાવારિધિ માસિકના વીચિ (અંકો) માં એકવાર પ્રસિદ્ધ થઇ ગયેલ હોવા છતાં તેનું એકાદ જુદુ પુસ્તક છપાયતો ઠીક એમ ધારી આ પુસ્તકને જુદું પ્રકટ કરવામાં આવ્યું છે. પુસ્તક મૂળેજ નાનું અને તેથી તેને માટે મોટી પ્રસ્તાવના લખવી એ યોગ્ય ધાર્યું નથી. તેમ ઉપોદ્‌ઘાતરૂપ સારપણુ પ્રાસ્તાવિક સૂચનમાં લંબાણમાં ન લખતાં એટલુંજ લખવું પુરતું છે કે મુળ પૃષ્ઠનો દોહરોજ વાર્તાનાસાર રૂપ છે.

**પ્રયોજક રાજપત્રિકા અને વાર્તાવારિધિ.**

# રાજપત્રિકા.

થોડા વખતમાં સર્વત્ર માન પામેલું પ્રત્યેક ગુરૂવારે પ્રકાશ પામતું,

**અંગ્રેજી—ગુજરાતી અઠવાડિક. (દર વર્ષે એક ભેટ.)**

પ્રત્યેક અંકમાં એક સુરસ વાર્તા અપાય છે.

**પ્રયોજક,**

## ગણપતિરામ ઉત્તરામ ભટ્ટ.

ખાડિયા—અમદાવાદ.

સાહિત્ય સહાયક,

સાક્ષરોત્તમ શીઘ્રકવિવર.

**શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંગવી.**

## વાર્ષિકલવાજમ.

**સ્થાનિક.** રૂ. ૨—૮—૦ **બહારગામ.** ૩—૮—૦

## વીમાના લાભસાથે.

સ્થાનિક રૂ. ૩—૦—૦ દેશાવર રૂ. ૪—૦—૦

વીમાની યોજના—વીમાનો લાભ લેવા થયેલા દરેક એક વર્ષ ઉપરાંતના ગ્રાહક દીઠ રૂપીઓ એક વ્હેંચણીખાતે કાઢવામાં આવશે અને એક વર્ષ ઉપરાંતના મરનાર ગ્રાહકોના નોમીનીઓ અગર નીમેલા વારસોમાં વર્ષ આખરે ભરેલી રકમના પ્રમાણમાં વહેંચી આપવામાં આવશે.

**ભરેલા પૈસા પાછા.**

ગ્રાહક થયા પછી એક વર્ષની અંદર ગુજરનાર ગ્રાહકોના વારસોને લવાજમમાંથી રૂપિયા બે પાછા આપવામાં આવશે.

પત્ર વ્યવહાર—પ્રયોજક, **રાજપત્રિકા.** અમદાવાદ.

૭૦૮૭

# કહાના કુંભારની વાત.

---

અસલના વખતમાં પાટણ શેહેરમાં એક કહાનો કરીને કુંભાર હતો. નાનપણથી તેને તેનાં માતાપિતાએ પરણાવ્યો હતો, અને તે પોતાની નાતમાં ઉંચા કુળનો હતો તેથી તેની કન્યા પણ ઉંચા કુળની અને ખાતાપીતા ઘરની મળી હતી. કહાનાને પરણાવ્યા પછી તેનાં માબાપ મરી ગયાં, તેથી તેને કોઇ પોતાનો ધંધો શીખવનાર રહ્યું નહીં. તેથી તેને હાંલ્લાં ઘડવાનું કે કોઇ પણ પ્રકારનું કુંભારકામ આવડતું નહોતું. માતાપીતાએ જે પાંચ પૈસા એકઠા કર્યા હશે તેમાંથી ખાઇ પીને ફક્કડ થઇને કહાનો ફરતો, પણ એક પાઇનો પણ ઉદ્યમ કરતો નહીં. એક્કિરો માણસ તેથી શરીરે મજબુત અને બાપીકા થોડા ઘણા પૈસા તે વાપરીને સહેલાણી બનેલો, તેથી શરીરે રૂપાળો નહીં તોપણ ટાપટીપીઓ થયેલો તેથી કેવળ મજબૂત કુંભાર જેવો નહીં પણ કાંઇક બીજા ઉંચી વર્ણના માણસ જેવો તેનો દેખાવ થયો હતો. પૈસાનો એવો સ્વભાવ છે કે જો કાંઇ નવી આવક ન હોય તો ખાધે આખો કુબેરનો ભંડાર પણ ખૂટે, તો આ બિચારા કુંભારની ચાર ઠીકરીઓ શી વિસાતમાં ? આણી તરફ ભાઈ ઉમ્મર લાયક થયા અને પેલી તરફથી કુંભારીઆ પુંજીનો પણ પાર આવ્યો. છેવટે ખાવાપીવાના કશાલા પડવા લાગ્યા. ખાવા ધાન્ય અને પહેરવા કપડાં પરમેશ્વર સઉને આપી રહેછે, તે છતાં પણ જેને કોઈ પણ પ્રકારનો ઉદ્યોગ કરવો ગમતો નથી, તેને

તે બાબતની પણ ચિન્તા કરવી પડે છે. આપણો કહાનો જે કાનજી જેવો ફક્કડ થઇને ફરતો હતો તે હવે કાંઇક ચિન્તાને વશ થવા લાગ્યો. પણ નિર્વાહને માટે માણસ ચારે તરફ નજર કર્યા વિના રહેતો નથી, અને જેને વગર મહેનતે ખાવાની ટેવ પડી હોય છે તે માણસ તો તેવું ખોળવાને અઢાર તરફ નજર કરેછે. તે પ્રમાણે આપણો કહાનો પણ વિચાર કરવા લાગ્યો; વિચાર કરતાં તેને એક સારામાં સારો પોતાની પ્રકૃતિ માફક આવે એવો રસ્તો જડી આવ્યો.

મહેનત કર્યા વગર મનગમતું ખાવા પીવાનું તથા ઓઢવા પહેરવાનું માન સાથે મળે એવું દુનિયામાં એકજ ઠેકાણું છે, અને તે તો પુરૂષનું પોતાનું સાસરૂં છે. કહાને વિચાર્યું કે આપણે હવે સાસરે જવું, કેમકે હું પણ ઉમ્મર લાયક થયો છું, અને બઇરૂં પણ તેના બાપને ઘેર ઉમ્મર લાયક થયું હશે, માટે તેડવા જવાનું બહાનું પણ ઠીક છે. ત્યાં જઇને પછી જોઇ લેઇશું. જે બેચાર દિવસ કે દસપંદર દિવસ સાસરામાં રહીને ખાનપાન અને માનની મોજ માણી તે ખરી. આગળ જતાં વળી શી રીત્યે કરવું તે તો આગળ જોવાનું છે. પણ હાલમાં આવી પડેલી દરિદ્ર દશામાંથી તો થોડા દિવસ છૂટીશું. આ પ્રમાણે ચોગરદમ નજર દોડાવી આપણા કહાના કુંભારે પોતાને સાસરે જવાનો વિચાર કર્યો. તેની પાસે પૂંજીમાં તો પોતાનાં ભભકો મારવાનાં કપડાંજ હતાં, એટલે ઘેર તાળુ મારવાની કે સાથે પોટલી બાંધવાની જરૂર પડે તેમ નહોતું. તેથી તે પોતાનો તંગીઓ, ટોપી અને રૂમાલ લેઇને છડે દુપટ્ટે પોતાને ઘેરથી પોતાને સાસરે જવા નિકળ્યો. સાસરૂં પાટણ શહેરથી થોડેક છેટે હતું. પણ આપણો કહાનો ચાલનાર કાંઇ કાચો નહોતો તેથી સવારનો નિકળ્યો

આશરે બારેક વાગતાના સુમારમાં રોટલા વખતે પોતાના સસરાને ગામ જઈ પહોંચ્યો. ગામમાં જઇને પોતાના સસરાનું ઘર પૂછતો પૂછતો છેક પોતાનો સસરો તેના આંગણામાં ચાક ઉપરથી ઉઠીને જમવાને માટે હાથ પગ ધોતો હતો, તેવામાં આપણા કુંભાર રાણા કહાનજી ફક્કડ ત્યાં જઇને ઉભા રહ્યા. સસરે જાણ્યું કે કોઇ સારો માણસ છે, માટે પૂછ્યું કે સાહેબ આપ કોણ છો? ત્યારે કહાનાએ પોતે તેનો જમાઇ છે એવી ઓળખાણ પાડી; અને કહ્યું કે, હું આણું કરવાને આવ્યો છું.

કહાનાના સસરાએ પહેલાં સાંભળ્યું હતું કે તેના જમાઇને કાંઇ ધંધો રોજગાર આવડતો નથી, અને ખરાબખસ્ત થઇ ગયો છે. કોઇની માથે હાક ન હોવાથી તે કાંઇ ઉદ્યોગ શીખ્યો નથી અને રખડતો ફરે છે તેથી તેણે પોતાની દીકરીને તેને સાસરે મોકલવાની ઉતાવળ કરવાનું માંડી વાળ્યું હતું. તેણે એવો ઠરાવ પોતાના મન સાથે કર્યો હતો કે જો જમાઇ સુધરે તો પોતાની દીકરીને તેને ઘેર મોકલવી અને જો ન સુધરે તો તેને છેડાછુટકો કરાવી કોઇ રળીખાતા કુંભારને ત્યાં ઠામ બેસાડવી. પણ જ્યારે સસરાએ જમાઇને જોયો ત્યારે તેનો મોટા માણસ જેવો પોશાકી ડોળ જોઇને તથા તેનો ઉજળામણવાળો દેખાવ જોઇને પોતાના મનમાં વિચાર્યું કે આ કોઈ સારે ઉજળે ધંધે લાગેલો છે, અને અદેખી નાતના લોકોએ અદેખાઇને લીધે ખોટી વાતો ઉડાડીને એની બદઓઇ કરી હશે. સસરાના મનમાં શાન્તિ થઈ કે ચાલો જમાઈ તો સારો છે. તે ઉપરથી તેણે પોતાના જમાઇનો આદરસત્કાર કરીને પોતાને ઘેર રાખ્યો, ઉતારો આપ્યો, તથા પોતાની ઓરતને

મહુડાંનો કંસાર અને ઘીનું જમણ તૈયાર કરવાને કહ્યું. સાસુએ પણ પોતાનો જમાઇ આવો ગૃહસ્થના જેવા દેખાવવાળો છે એ જોઇને મનમાં જાણ્યું કે છોકરી તો સુખી થઇ. તેણે હર્ષમાં ને હર્ષમાં તરત રસોઈ તૈયાર કરી. અને સસરો જમાઇ જમવા બેઠા અને સાસુ હરખે હરખે પીરસવા લાગી. જમતાં જમતાં આપણા કહાનાએ તો કંદોઇના ઘરનાં પકવાનોની વાતો કરવા માંડી, તે સાંભળીને સાસુ સસરાએ તો જાણ્યું કે જમાઇ કેવાએ ભાગ્યશાળી થયા હશે કે રોજ પકવાનનો થાળ આરોગતા હશે; પણ તેમને બિચારાંને કાંઈ ખબર નહોતી કે કંદોઈ અને કાપડીઆને ત્યાંજ જમાઇનું સઘળું જર જોખમાયું છે. નવો આવેલો મેમાન તે પોતાનો પતિ છે, એમ કહાનાની વહુ પાલીએ ઘરમાં મચેલી ધામધુમ અને ધામધુમ ઉપરથી જાણ્યું. તેણે પણ છેટે રહ્યે રહ્યે ઘુંમટામાંથી જોયું તો સાહ્યબાનું સ્વરૂપ જોઇને તે બિચારી કુંભાર કન્યાની કસો તૂટવા લાગી. અહો કેવો વરણાગીઓ અને પહેલવાન ધણી મળ્યો છે, એમ વિચારી વિચારીને તે પોતાને પૂરી ભાગ્યશાળી સમજવા લાગી. એમ કરતાં કરતાં કહાનાભાઇ તો સાસરે સુખમાં એક, બે, ત્રણ અને ચાર દિવસ રહ્યા. જમાઇ એટલે કશું કામ તો તેને કરવું પડે નહીં, અને વરણાગી કરતાં તેને શીખવવું પડે તેમ નહોતું, એટલે તેની આવડતની પરીક્ષા થવાનો વખત આવે તેમ નહોતું. પછી પાંચમે દિવસે ઘરમાં એકાન્ત મળવાથી તેની ઓરત પાલીએ પૂછ્યું કે હવે આપણે વિદાયગિરી લેઇને ક્યારે પાટણ જવું છે ? તમે નક્કી કરીને કહો એટલે હું મારી માને કહીને મને વળાવવાનો દિવસ ઠરાવું; અહીં આમને આ-

મ પડયા રહેવાથી તમારો અને મારો બન્નેનો વક્કર જાય. સંસારની રીત છે કે સાસરે ઘણું રહેવાથી માણસનો ઓજ ઘટે છે. આ પ્રમાણે પાલીએ પોતાના ધણીને કહ્યું, ત્યારે તે બોલ્યો:–' તું કહે ત્યારે આપણે પાટણ જઇયે, પણ તને રળતાં આવડે છે કે ? જો રળતાં આવડતું હોય તો ચાલ આપણે એ પાટણ જઇયે, નિકર અહીં રહેવામાં શું ખોટું છે? મારે કામ કરવું પડતું નથી, ઉજળે લુગડે રહેવાય છે, અને મારૂં તેમજ તારૂં ગુજરાન પણ ચાલે છે. ”

પોતાના ધણીનું આવું બોલવું સાંભળીને દિઙ્મૂઢ થઇ ગએલી પાલી તો કાંઇ પણ બોલી શકી નહીં. થોડીકવાર પછી હૃદયશૂન્યતામાંથી જાગીને તે બોલી:–' અરે તમે પુરૂપ થઇ આ શું બોલોછો ? રળવાનું કામ તે ભાયડાનું કે બાયડીનું ? તેમ છતાં પણ કદી એમ ધારો કે મને રળતાં આવડતું હોય તોપણ તમારાથી મારા રળવા ઉપર ગુજરાન ચલાવાય ? હા, આપણો ધંધો મને આવડે છે. અને તે ધંધો તમે કરો તો આપણી નાતની રીત પ્રમાણે હું પણ તમને મદદ કરવાને તૈયાર છું, પણ મારીજ કમાઇ ઉપર તમે આધાર રાખો એતો કેવળ અજુગતું ગણાય.' કહાનો બોલ્યો:–' હું ધંધો તો કરૂં પણ મને આ તારા બાપની પેઠ ટપલા ટીપતાં નથી આવડતા. હું તો તું ઘડે તે ખાઉં. પણ હાંલ્લાંએ તારે ઘડવાનાં અને રોટલાએ પણ તારેજ ઘડવાના.' પાલીએ કહ્યું:–“ હજુ કાંઈ વહી ગયું નથી, જો તમો ઘડતાં શીખો તો હું કાંઇ બાનુ કરીને અહીંજ ચાર પાંચ માસ રહું અને તમે પણ અહીં રહો એમ કરૂં. પછી તમને આપણો રોજગાર આવડી જાય એટલે આપણે આપણા ઘરે જઇએ. પણ કાંઇ પણ રોજગાર આવડ્યા વિના

નિભાવ શી રીત્યે થાય ? " કહાનાએ તે પ્રમાણે રહીને કુંભાર કામ શીખવાનું કબુલ કર્યું. અને પાલીએ પોતાની માને કહીને પોતાના ધણીને પણ રખાવ્યો. એમ કરતાં કરતાં ચાર મહીનાને બદલે છ મહીના વીતિ ગયા, પણ આપણા કનૈયાકુંવરને ચાક ઉપર પેંડો મૂકતાં પણ આવડયો નહિ, પણ તેને માથા ઉપર ભમકોબંધ ફેંટો મૂકતાં તો આવડતો હતો. છેવટે પાલીએ તો આશાજ મૂકી કે આને કાંઈ પણ આવડવાનું નથી. આતો છેલબટાઉ થઇને ફરતો ફરે એજ. તોપણ તેણે વિચાર કર્યો કે ગમે તેવો તોપણ તે મારો ધણી છે; નાતરીયા નાતમાં જેમ કરૂં તેમ ફાવે ખરૂં, પણ જાતવાન બઇરી તો એનું નામ કે જે ગમે તેમ કરીને પણ સુખે-દુઃખે પોતાના ધણીનું ઘર માંડે. શોભતું અને સાંપડતું હોય તેના તો સો ઘરાક થાય, પણ જેવું હોય તેવું નિભાવી લેવામાંજ માણસની માણસાઇ છે, બાકી મનગમતું તો પશુ પણ કરી જાણે છે. માટે મારા માથાના ધણીને મારે પાળવી લેવો તે મારી ફરજ છે; આપ્રમાણે વિચાર કરીને પાલીએ તો પોતાનાં માબાપને મૂકીને સાસરે જવું ગમતું નથી એવું બહાનું કરીને પોતાના તેમજ પોતાના ધણીના મુકામ પોતાના બાપનેજ ઘેર જમાવ્યા. રળતા કમાતા સસરાને પોતાનો જમાઇ વધારે પડે નહીં, અને માને તો દીકરી આંખ્ય આગળ હોય તો તેનું હૈયું ઠરે છે, એ સંસારનો નિયમ છે. આ પ્રમાણે કહાનજી તો ઘર જમાઈ થઇ પડયા.

માબાપને તો દીકરી અને જમાઇ બંને પોતાનાં પેટનાંજ છોકરાં જેવાં, પણ કાંઈ ભોજાઇને નણંદ અને નણદોઇ રોજ ઘરમાં રહે તે આંખ્યમાં ખટકયા વિના રહે નહીં. એકવાર પાણી ભરવાને

પાલીની ભોજાઇ અને પાલી બંને જણ કુવા ઉપર ગયાં. ત્યાં પાણી ભરવાનું દોરડું કોહેલું નિકળવાથી પાલી બોલી:—"ભાભી તમે આ દોરડું લીધું ત્યારેજ મેં કહ્યું હતું કે કોહેલું નિકળશે, પણ તમે માન્યું નહીં અને પેલી ખલાસીઅણ પાસેથી તે ખરિદ્યું. હવે તે ઘર જમાઇ ખાતે પડ્યું રહેશે." આ સાંભળીને ભાભી બોલી:—"એ-તો અમારા ઘરની રીત્ય છે. અમે જે ચીજ વહોરીએ છીએ તે ઘ-ર જમાઇ ખાતે જ રહે છે. ઘરડાંની રીત્ય કાંઇ અમારાથી કાઢી નં-ખાય ?" ભોજાઇના આ મર્મના બોલ પાલી પોતાના મનમાં સમજી પણ તે વખતે કાંઇ બોલી નહિ. પોતાને અને પોતાના ધણીને પો-તાને પિયર ન રહેવું જોઇયે અને રહ્યાં તે મોટી ભૂલ કરી એ વા-ત તેને બરોબર સમજાઇ.

પછી થોડાક દિવસ લગી તો રોજની માફક કોઇને માલમ ન પડે તેવી રીત્યે પોતાના બાપને ઘેર પાલી રહી; પણ દશેક દિવસ પછી તેણે પોતાના ધણીને કહ્યું કે હવે તમે ઘણોજ આગ્રહ કરીને આપણે ઘેર પાટણ જવાની રજા મારાં માબાપ પાસે માગી લ્યો. તે પ્રમાણે કહાનાએ રજા માગી અને પાલીએ પણ પોતાની માને સમ-જાવીને રજા અપાવી. તેથી પાલી અને પાલીનો ધણી આપણો ક-હાનજીકુંભાર પાટણ જવાને માટે તૈયાર થયાં. આશરે આઠે મહિને કહાનો તેની વહુ પાલીને તેડીને પાછો પાટણમાં પોતાને ઘેર આ-વ્યો. પાલીએ ઘર વાળી ઝપટીને સાફ કર્યું તથા પોતાનાં માબાપે સાસરવાસમાં આપેલાં લુગડાંલત્તાંમાંથી કેટલાંક વેચી દઇને સોંઘું સફરૂં રાચરચીલું તથા ધાન્ય ઘરમાં વસાવ્યું.

કહાનો અને પાલી પાટણમાં જઇને પોતાને ઘેર રહ્યાં, પછી

કહાનાએ પણ પોતાનો ધંધો કરવો જોઇએ, તેથી તેઓ એક મોટી ખાણમાંથી માટી લેઈ આવ્યાં, અને કહાનાયે વાસણ ઘડવા માંડ્યાં; પણ તેને તો સાફસૂફ રહીને ખાનસાહેબ થઇને ફરવાની ટેવ પડેલી તેથી છેલબટાઉ બનીને ફરવામાં અને ટાપટીપ કરીને રોફ મારવામાં ઘણો વખત જતો એટલે બારે મહીને પરાણે એક નીંભા થાય એટલાંજ વાસણ ઘડી શક્યો. તોપણ તેને રોજ એમ થયાં કરતું કે આવો માટી ચૂંથવાનો ધંધો કરવો સારો નહિ. પણ કાંઇ બીજો શો ધંધો કરવો તેની તેને સૂજ પડે નહીં. એમ કરતાં એકવાર એવું બન્યું કે થોડીક બાજરી તડકે સૂકવી તેની બાયડી પાણી ભરવાને ગઈ, ત્યારે કહાનાને કહેતી ગઇ, કે હું પાણી ભરીને આવું ત્યાં લગી આ બાજરી સાચવજો કે ચકલાં ખાઈ ન જાય. પણ બાઇરી પાણી ભરવા ગઇ એટલે ભાઇસાહેબે ફૂટુંતૂટું કાચનું ચાટલું પડેલું તે હાથમાં લીધું અને તેમાં જોઇને પોતાની મૂછો આમળવા માંડી; મૂળતો શોખીન અને હાથમાં ચાટલું આવ્યું એટલે એ તો ચાટલામાંજ બૂડી ગયા; પણ પેલી બાજરી સામું તો તેનું ધ્યાનજ ના રહ્યું, એટલે બાજરી ઉપરતો સો પચાસ ચકલાં આવીને ખાવા લાગ્યાં, પણ ચકલીઓનો સ્વભાવ એવો હોય છે કે, ખાતાં ખાતાં પણ "ચકચક" કર્યા કરે. સામટી સો ચકલીનો અવાજ થવા લાગ્યો તેથી કહાનાભાઇ વરણાગીની સમાધિમાંથી જાગ્યા અને જુએ છે તો બાજરી ઉપર સો પોણોસો ચકલાંની ચઢાઇ થયેલી જોઇ. તેણે જાણ્યું કે જો બઇરી આવશે તો કકળાટ કરશે, માટે આ ચકલાંને તો પૂરી શિક્ષા કરૂં. પણ ઉડતું પક્ષી પાડવું એ કાંઇ જેવી તેવી સહેલી વાત નથી. તોપણ લાવ

સાળાં ચકલાંને ઉડાડી તો મૂકું એમ ધારીને તેણી પાસે એક લાકડી પડી હતી તે લેઇને જોરભેર ચકલાંના ટોળા ઉપર નાંખી. તે આખા જુથમાંથી પાંચેક ચકલાંને વાગી તેથી પાંચેક ચકલાંતો મરીને જમીન ઉપર પડયાં. અને બાકીનાં ફુરરરરર કરતાં કે ઉડી ગયાં. કાહાનાએ વિચાર કર્યો:—“ અહોહો ! આશું ? એકજ ઘામાં પાંચ ચકલિયો મેં પાડી ! મારામાં કેટલું બળ ! આતો મારા જાણવામાંજ નહોતું. આવો હું પરાક્રમી છું એતો આજેજ મારા જાણવામાં આવ્યું. આતો ફક્ત એક લાકડાએજ પાંચ માર્યા તો મારી પાસે તલવાર કે બંદુક હોય તો તો હું કેટલું મોટું પરાક્રમ કરૂં. ઓહોહોહો ! મારૂં આજે ઉઘડયું, ભગવાને મારે માટે ખરેખરો મારા લાયક ધંધો શોધી કાઢયો. બસ ! આપણે તો સિપાઇગિરીનો ધંધો કરવો. આપણે લાયક તો એજ ધંધો. બસ એક સારો કાંશકો રાખીને રોજ વાળ ઓળીશું અને સાફસૂફ રહીશું. અને સુરવાળ તથા લુગડાં સફાઇબંધ પહેરીશું અને અરીસામાં મોહું જેયા કરીશું. ખરેખર ! માટી ચુંથવી મટી ગઈ. હવે તો બહાદુર સિપાઇનોજ ધંધો કરવો ” એવો વિચાર કરતો ઉઠયો તે લાકડી લેતે કે આખો નીભાનો નીભા ફડાફડ લાકડીઓ લગાવતે ફોડી નાંખ્યો પછી બેઠો બેઠો વિચાર કરે છે:—“ બસ અબતો સિપાઈ બન્યે હો ગયે. ”

શેખશલ્લીની પેઠે કહાનો તો સિપાઇગિરીના મોજમજાના વિચારોના હવાઇ કિલ્લા બાંધતો હતો, તેવામાં તેની બાયડી પાણી ભરીને આવી. તેણે જેયું તો આખો નીભાડો તો ઠીંકરાંનો મોટો ઢગલો થઇને રહેલો. તેથી તે સ્ત્રીએ અત્યંત ક્રોધથી કહ્યું:—આ શી મોંકણ માંડી? આખા વરસની મહેનત ધૂળમાં મેળવી. હવે આખું વર-

સ ખાશો શું રાખ." આપણો કહાનો ગંભીર અને હાવકો થઇને બોલ્યો:—"મુરખીની પેઠે લવ લવ કરે છે, આવા કુંભારના ધંધામાં શું ઘેબર ખાવા મળવાનાં હતાં. સાળી કુંભારની દીકરીની નીંભાડે પુંજી? અમારે એવો ધંધો કરવો નથી. માટી ચૂંથે તારો બાપ ને ભાઇ! હું તો પરાક્રમી ફક્કડ છું, માટી કોણ ચૂંથે?" બઇરીએ નિરાશામાં કહ્યું:—"ત્યારે બીજો શો ધંધો તમને આવડે છે? કોઇ પણ ધંધો હાડકાં નમાવ્યા વિના તો થઇ શકવાનો નથી, એવું મોટું પરાક્રમ તમારામાં છે તે તમને વિના માટી ચૂંથ્યે રોટલો મળે. આવા આવા કસબ કરશો તો ખોલકાની પેઠે રઝળી રખડીને મરશો! સમજ્યા?" આ સાંભળીને ફત્તેહમંદીની સાથે કહાનો બોલ્યો—"રાંડ! કરકશાની પેઠે લવ લવ કરે છે, શું મારામાં પરાક્રમ નથી? જો પણે પેલું ધાન સુકવ્યું છે ત્યાં, જોતો ખરી તારી આંખો કોડીને? બોલ્યાં—"તમારામાં શું પરાક્રમ છે." પેલી કુંભારણે બિચારીએ જોયું તો ચાર પાંચ ચકલાં મરેલાં પડેલાં જોયાં અને નિઃશ્વાસ નાંખીને બેઠી કે આ ગાંડા ધણી સાથે પાનું પડયું છે, તો હવે પરમેશ્વર જેમ કરે તેમ ખરૂં; તોપણ તે ધીરજવાળી બાઇએ મનમાં વિચાર્યું કે કુંભારનો નહીં તો બીજો કોઇ પણ ધંધો કરે તો સારૂં તેથી તેણે પોતાના ધણીને પુછયું:—"પણ ત્યારે તમે હવે બીજો શો ધંધો કરવો ધારો છો?" કહાનો મૂછો મરડીને બોલ્યો:—"અબે રાંડ એ અબ તો સિપાઇ બન્ચે હો ગયે. એક લકડીકે સપાટેમેં પાંચ ઉડંતે પંખી પાડે તો તલવાર ઓર બંદૂકકા સપાટા ચલાઉં તો કયા ન કરૂં? અબ તો મેરા નામ "પાંચમારજી." અબ તો સિપાઇ બન્ચે હો ગયે બસ"? બઇરીએ જાણ્યું કે આતો મૂર્ખ

છે, તોપણ એનું વળણ જે તરફ હોય તે ધંધો પણ તે કરે તો સારું, કેમકે માણસ માત્રને નામનો ધંધો જોઇએ. ધંધા વિનાનું માણસ તો ઢોરથી પણ નકામું છે કેમકે ઢોર પણ પોતાનું કામ કરે છે. તેથી બઇરીએ તેના વળણનો લાભ લેઇને કહ્યું કેઃ—"જો તમે મારી સલાહ પ્રમાણે ચાલો તો તમને બંદૂક તલવાર બધું મળે અને સીપાઇગિરીની નોકરી પણ મળે." મૂર્ખ કહાનાએ તેની સ્ત્રીની સલાહ પ્રમાણે ચાલવાની હા કહી ત્યારે તે સ્ત્રીએ કહ્યું કેઃ- "આપણે દિલ્હી જઇયે, કેમકે ત્યાં બાદશાહી છે તેથી હરકોઇ ઠેકાણે સિપાઇયોના બેડામાં તમે દાખલ થઇ જજો" આવો ઠરાવ કરીને કહાનાએ તથા તેની સ્ત્રીએ પોતાના ગધેડા ઉપર પોતાનો જે થોડો ઘણો સરસામાન હતો તે બાંધી લીધો. અને એકે ધાએ પાંચ ચકલાં પાડ્યાં તેને ચોથે રોજ સવારમાં આપણા કાહાનાજી ઉર્ફે પાંચમારજીની સવારી પાટણથી દિલ્હી જવાને માટે ઉપડી. પાસેનો સરસામાન વેચી ખાતો જ્યારે તે દિલ્હી આવી પહોચ્યો ત્યારે તેની પાસે આશરે રૂપિયા ૪૦—૫૦ નો અસબાબ રહ્યો હતો. તેનો ગધેડો તેની પાસે રહ્યો હતો. દિલ્હીમાં પેસતાં પહેલાં ભાગોળેથી પેલા ગધેડાને તો છૂટો મૂકી દીધો, અને પેલો અસબાબ ઓરતે પોતે માથે ઉઠાવી લીધો. અને એક ધર્મશાલામાં મુકામ કર્યો પેલી સ્ત્રીએ તેની પાસેનો સઘળો અસબાબ વેચી દેવાની ગોઠવણ કરી. તેના રૂપિયા ૪૦) જ ઉપજ્યા તેમાંથી રૂપિયા પચીસ કાઢી કુંભારણે તેના ધણી કહાનાને આપ્યા અને કહ્યું કે તમને ગમે તેવાં સારાંમાં સારાં અને કિમતીમાં કિમતી લુગડાં એક દિવસને માટે કાલ સવારમાં જઇને ભાડે લઇ આવજો. તેથી કહાનો તો ખુશી થયો કે કાંઇ નહીં તો એક આખો દિવસ તો કાંઇ

રાજકુમાર જેવો ભભકો મારવાનો મળશે. આપણે પ્રથમથી જાણા-એછીએ કે આપણા કહાનાભાઇને છેલબટાઉ થઇને ફરવાનું ઘણું ગમતું હતું. પછી તેની સ્ત્રીએ તેને કહ્યું કેઃ—' તમે કોઇને હાલ એમ કહેશો નહીં કે હું તમારી પરણેતની સ્ત્રી છું; પણ તમે તો એમજ કહેજો કે આ તો મારી સાથે કામકાજ કરનારી ઓરત છે.' કહાનો કહે કે ઠીક. બીજે દીવસે વહાણું વાતાંજ કહાનાભાઇતો ઉઠ્યા તેવા દાતણ પાણી કરતે કે બજારમાં ગયા, અને એક મોટો વ્યાપારી લાખો રૂપિયાનાં જરીયાનનાં કપડાં કરીને ભાડે ફેરવતો હતો, તેની દુકાને ગયા અને કહ્યું કેઃ—" આજના દિવસ માટે ફક્કડ લુગડાં મને ભાડે આપો. તમે ભાડું શું લેશો ? " ત્યારે વ્યાપારીએ ઉત્તર દીધો કેઃ—" રૂપિયા પચીસ રોકડા લેઇશ. " ત્યારે કાહાનાએ તે પ્રમાણે રૂપિયા આપવાનું કબુલ કર્યું. રૂપિયા કહાનાએ આપ્યા કે તરતજ તેને તે વ્યાપારીના નોકરે બરોબર લુગડાં પહેરાવ્યાં. પછી કહાનો જવા લાગ્યો ત્યારે તે વ્યાપારીએ પોતાના ચાર પાંચ સિપાઇઓને તેની સાથે સાથે ફરવાની સૂચના આપી કે કિંમતી કપડાં પહેરીને કહાનાભાઇ વટાણા વાવી ન જાય. કહાનો તો મોટા રાજા જેવો પોશાક પહેરીને તથા આગળ પાછળ ચાર પાંચ સિપાઇઓ લેઇને આશરે દશેક વાગતાં પોતાની ઓરત પલીની પાસે આવા ઠાઠમાઠ સાથે ધર્મશાલામાં આવ્યો. ઓરતે પ્રથમથી બજારમાંથી એ રૂપિયાની મિઠાઇ આણી મૂકી હતી, તેમાંથી તેના ધણીને ખવરાવી તથા બાકીની મિઠાઇ પેલા સિપાઇઓને ખવડાવી.' એટલે તે સિપાઇઓએ તે બાઇને પૂછ્યું કે તમે કોણ છો, અને આ મરદ કોણ છે? તે કુંભારણે કહ્યું કેઃ—"આતો પાટણના

ખાનદાન મોટા અમીર છે, અને એતો રાણાજી કહેવાય છે. હું તેમની દાસી છું. કેટલાક વખતથી દિલ્હીના બાદશાહ તેમને મળવાને આવવાને કાગળ લખતા હતા. તે ઉપરથી ૨૫–૩૦ માણસના રસાલા સાથે પાટણથી અમે અહીં દિલ્હી આવવા નિકળ્યાં. અમીરનાં બઇરાં બહાર નીકળે નહીં તેથી એમની તબિયત સંભાળવાને મને અમારાં બાઇસાહેબે આમની સાથે મોકલી છે. રસ્તામાં આવતાં રોગ ચાલવાથી અડધી મજલે જંગલોમાં માણસો તથા જનાવરો વગેરે મરી ગયાં. જંગલમાં રઝળતાં રખડતાં અમે અહીં આવી પહોચ્યાં. તેથી બાદશાહની મુલાકાતે જવા જેવાં સારાં લુગડાં અસબાબ પણ જંગલમાં પડતો મૂકીને અહીં આવી પહોચ્યાં છીએ; કેમકે એકવાર બાદશાહની મુલાકાત થઇ એટલે તો અમારે કશી વાતની ન્યૂનતા નથી રહેવાની; અને ઘેર પાછાં જઇશું ત્યાં તો પરમેશ્વરની કૃપાથી કાંઇ વાતની કમીજ નથી.” સિપાઇઓમાંના એકે પૂછ્યું:–“તો રાણાજી સાબકા નામ કયા?” આપણી કુંભારણ પાલીએ જવાબ દીધો:–“અહો એમનું નામ તો આખા મુલકમાં જાહેર છે, એમનું નામ તો રાણાજી પાંચમારસિંગજી છે.” સિપાઇઓ માંહોમાંહે વાતો કરવા લાગ્યા:–“યાખુદા! બડે આદમી કે નામબી કેસે કેસે હોતેહે. દેખો યારો! પાંચમારસિંગજીકા નેક નામ તો રોમસોમકી બાદશાહી તલક મશહુર હૈ. અરે દેખોજી! હમારે બડે બાવે નિયામતખાનજી જો ગુજર ગયે વો પાંચમારસિંગજીકા નેક નામસેં વાકેફગારથે. અરે ભાઈ! ઉનકી ખાનદાની આપે દેખ પડતી હૈ. ઇત્તિ મુસીબત મુસાફરીમેં હુઇ હૈ તોબી ટંકકા પંદરા શેર મિઠાઇ ખરચી ઉડતાહૈ. અલ્લા હોલવેલા! અમીરોંકાતા કામૈ વૈસાહૈ. અમીરોંમે રહતે સુતે ઇમેરેકોં યે જઇસી આઇહૈ,

મિલાં." એ રૂપિયાની મિઠાઇએ તો એક કુંભારનો મોટો રાણો બના-
વ્યો! પૈસા અને પ્રસાદથી આ સંસારમાં મોટું વશીકરણ ચાલે છે.
બરછીનો માર્યો ઉંચું જુવે અને કડછીનો માર્યો હમેશાં નીચુંજ જુએ છે.

એમ કરતાં અગિયાર વાગ્યાનો વખત થયો એટલે પેલા સિ-
પાઇઓને કુંભારણ પાલીએ પૂછ્યું કે:—"રાણાજી સાહેબને બાદશા-
હની મુલાકાત માટે જવું છે, તો હવે બાદશાહની કચેરીમાં તખ્ત
ઉપર બાદશાહ આવીને બિરાજ્યા હશે, કે હજુ વાર છે?" પેલા
સિપાઇઓમાંથી એક કહે કે:—"બડે આદમીકું ખોટી હોના પડે વો
ઠીક નહીં, તો મેં દોડતા જાકે દેખઆતા હું કે બાદશાહ કચેરીમાં
ગયે હૈ કે દેર હૈ." પેલો સિપાઇ બાર વાગ્યાના સુમારમાં ખબર
લેઇને આવ્યો કે બાદશાહ દરબારમાં કચેરી ભરીને તખ્તપર બિરા-
જ્યા છે; એટલે પેલી કુંભારણે કહાનાને શીખવી ભણાવીને પોપટ
જેવો કરી રાખ્યો હતો તેને બાદશાહની પાસે જવાને કહ્યું. કહાનો
તૈયાર થયેલો હતો તેવો ભાડાના પોશાકથી અને ભાડાની હાથમાં
પકડેલી સોનેરી મુઠની તલવારથી કોઇ બાદશાહ જેવો ભભકો માર-
તો નીકળ્યો; અને પેલા સિપાઇઓ તો તેની મીઠાઈ ખાધેલી જીભે
"સાહેબ, હજરત, જનાબ," એવા એવા શબ્દો કહીને તેના તેહેના-
તી સિપાઇયો જેવા થઇ પડ્યા. એમ કરતાં કહાનાજી ઉર્ફે રાણાજી
શ્રી પાંચમારસિંગજી બહાદુરની સવારી ઠેઠ બાદશાહી દરબાર લગી
આવી પહોચી.

બાદશાહી દેવડીઉપર હમીરખાં, શેરખાં, બશેરખાં, સમશેરખાં,
ચમરખાં, પગરખાં, વગેરે અનેક સિપાઇઓ બેઠેલા તે તો આપણા
રાણાશ્રી પાંચમારસિંગજીના ભભકામાં અંજાઈ ગયા; અને ઠેઠ બાદ-

શાહની પાસે તખ્તપાસે જે ખાલી ખુરશી શાહજાદાની હતી, તેના ઉ-
પરજ સલામ કરતે કે આપણો કહાનોજી તો ચડી ગયા. બાદશાહે
જાણ્યું કે આ કોઈ મોટો માણસ છે તે કાંઇ કામ માટે આવ્યો હ-
શે. તેથી તેને મસલતના દિવાનખાનામાં લેઇ ગયા. ત્યાં બાદશાહે
પૂછ્યું કે તમે કોણ છો અને કયાંથી શા કામે આવ્યા છો ? કહાનો
કહે કે—" ખુદાવિંદ હું ચક્રવર્ત્તિના વંશમાં જન્મેલો છું પણ દુનિયા-
ની સાહેબી રોજ એક સરખી નથી રહેતી તેથી મારે ચાકરીની
ઇચ્છા છે! અનેક મોટા રાજા, મહારાજાઓએ મને રાખવાનું કહ્યું
પણ હું ચક્રવર્ત્તી રાણાના વંશનો એ સઉની નોકરી કરૂજ નહીં, તે-
થી દીન દિલ્હીના પાદશાહ કે જે અમારા માલિક થવાને લાયક ગ-
ણાય તેમના કદમઆગળ હું આવ્યો છું. પણ મારા લાયકજ જો
નોકરી હશે તો રહીશ, નિકર મારા ઘરની ખાનદાનીની મારે કાંઇ ક-
મી નથી." પછી પાદશાહે કહ્યું કે હું દિવાન સાથે વિચારકરીને ત-
મને કાલે જવાબ દઇશ, તમો કાલે આ વખતે મારી પાસે આવજો.
આ પ્રમાણે કહાનાભાઈની મુલાકાત બાદશાહે લીધી, અને દરબારમાં
ખુદ શહાજાદાની બેઠકે તેને બેસવાનું માન મળેલું તે વાત પેલા
સિપાઇયોએ તરત જઇને તેઓના શેઠને કહી, તેથી શેઠે જાણ્યું કે
મારે ઘેરથી પોશાક ભાડે લેઇ જનાર માણસ ખરેખર કોઇક મહો-
ટો માણસ છે, માટે ચાલ હાલ શરૂઆતથીજ તેમની સાથે ઓળ-
ખાણ કરી લેઉં કે કોઇવાર આગળ જતાં તે ઓળખાણ કામમાં આ-
વી જાય. તેથી દરબારમાંથી પોતાના ધર્મશાળામાં રાખેલા મુકામ ઉ-
પર આપણા કુંભારભાઇ આવ્યા ત્યારપછી થોડીજ વારમાં પેલો પો-
શાક ભાડે આપનાર વેપારી શેઠ મેવાના થાળ વગેરે ભરીને તથા

કેટલીક કિંમતી ચીજોની ભેટ સોગાત લેઇને ધર્મશાળામાં આવ્યો. પેલા કહાનાની તહેનાતમાં રહેનાર તે શેઠનાજ સિપાઇઓ હતા, તેમાંથી એકે આવીને કહ્યું કે:—" રાણાજી સાહેબ ! અમારા શેઠ આપને સલામ કરવાને આવેલા છે." પેલી કુંભારણે કહ્યું કે:—" શેઠને કહો કે થોડીકવાર ઠેરો. રાણાજી સાહેબ હમણાંજ દરબારમાંથી પધાર્યા છે. તેથી પોતાને શ્રમ પહોચ્યો છે. જરીક પાન, સોપારી, હોક્કો આરોગીને મુખ પખાલી લે એટલે શેઠજીને રાણાજી સાહેબની હજૂરમાં બોલાવીએ." સિપાઇએ જઈનિ તે પ્રમાણેજ કહ્યું, અને શેઠના મનમાં રાણાવિષેનો ભરમ હતો તે વધારે વજનદાર થયો. કુંભારણે ભાડે આણેલી બિછાત ઠીકઠાક કરીને રાણાજીને મોટી ખાનદાનીવાળા ઠાઠથી ત્યાં બેસાડયા અને સિપાઇને હાક મારીને કહ્યું:—" શેઠજી અત્રે પધારવા રાણો ફરમાવે છે." શેઠજી જાણે ખુદ બાદશાહની હજુરમાં રજુ થતા હોય તેમ વેગળેથી વાંકા વળીવળીને સલામો કરતા કરતા આપણા કુંભારરાણાની પાસે આવ્યા. પેલી કુંભારણે રોજ ટોકી ટોકીને શીખવી રાખેલી અતિ ખાનદાની ભરેલી સભ્યતાથી " પધારો શેઠજી ! તબિયતતો બહાલ છે ? " વગેરે આવકારના શબ્દો કહ્યા. પાસે ઘુંમટો તાણીને મોટી મર્યાદાવાળી દાસી હોય તેમ પેલી કુંભારણ પણ રાણાની હજૂરમાં હુકમ ઝીલવાને તૈયાર થઇને ઉભેલી હતી. શેઠે પોતે આણેલા મેવાના થાળ તથા ભેટની વસ્તુઓ રાણાજી પાંચમારસિંહજીની આગળ ઘણા માનની સાથે મૂકી અને બોલ્યો કે:—" રાણાજી સાહેબ ! આપે મારી દુકાને આવીને આપનું નામ જાહેર કર્યું નહોતું તેથી આ તાબેદારની એક મોટી કસૂર થયેલી છે, તે માફ કરશો. અમારા બાપના બાપ પન્નાલાલજીને તો આપના કુટુંબ

સાથે મોટી મહોબત હતી, પાટણના રાણાજીનું કુટુંબ તો અમારા ઘ-
ર જેવું ગણાય. પણ આપે કાંઇ પણ ઓળખાણ કાઢી નહિ, એટલે
આપને હું ઓળખી શકયો નહીં, અને તેથી આપની પાસેથી લુ-
ગડાંના ભાડાના પૈસા મેં લીધા છે, તે હવે મને આપની ઓળખાણ
પડી છે એટલે રૂપૈઆ પાછા રજુ કરૂંછું, તે અંગીકાર કરવાની કૃપા
કરશો અને થયેલી બેઅદબીને માટે દરગુજર કરશો." રાણાજી તો
આ શેઠની સભ્યતાનો પ્રત્યુત્તર વાળી શકયો નહીં, પણ પેલી પાલી
જે આ વખતે દાસીતરીકે પાસે હાજર હતી, તે સમજી ગઈ કે વા-
ણીઓ કાંઇ મોખમાં ઓળખીતો થવાને માગે છે, આપણેપણ સા-
વધતાથી તેનો લાભ લેવા ચુકવું નહીં. તેથી પાલી પણ યુક્તિથી
બોલી:—" પોતે રાણાજી સાહેબને એ બાબતની ઝાઝી માહેતગારી
નથી, પણ મારાં બાઇસાહેબ (રાણાજીની વહુ) ઘરના વ્યવહારમાં ઘ-
ણાં કાબેલ છે, અને તેઓ રાણાજીના કુટુંબની સાથે નાતો ધરાવનાર
સઘળાં માણસોને બરોબર ઓળખે છે. તેમને મોઢેથી મેં દિલ્હીવા-
ળા પન્નાલાલજીના કુટુંબસાથે રાણાજીના કુટુંબને ઘણોજ ઘરોબો
છે એ વાત વારંવાર સાંભળેલી છે. અહો ! આપજ તે પન્ના
લાલજીના વંશમાં છો ? ઘણીજ ખુશીની વાત છે !" પછી પાલી-
એ કહાનાને કહ્યુ કે:—" આ શેઠનાં ઘરડાં સાથે તો આપના કુટુંબ-
ને ઘરડાંના વખતથી ઘણો ઘણો ઘરોબો છે: માટે આ શેઠજી સા-
હેબને ઉભા થઇ ભેટીને આપણા રિવાજ પ્રમાણે તાજમ આપો."
તેથી પાલીના હુકમ પ્રમાણે રાણાજીનો વેશ ભજવનાર આપણો ક-
હાનોજી તે શેઠને ઉભો થઈને હાથથી હાથ મેળવીને ભેટયો. પછી
શેઠે પેલા લુગડાં લત્તાંના ભાડા રૂપૈયા પાછા આપવા માંડયા, અને

આગ્રહ કર્યો ત્યારે પાલી બોલી ઉઠી:-" શેઠજી! એ બાબતનો આ-ગ્રહ કરવો જવા દો. રાણાજી સાહેબના કુળની રીત્ય છે કે એકવાર કાંઇ પણ આપ્યુ તે પાછું લેવુંજ નહીં. એ વાત આપ ક્યાં જાણતા નથી. વળી રાણોજી તો આપને આપવા યોગ્ય છે, અને આપતો લેવા યોગ્ય છો; એમનાં ઘરડાં આપતાં આવ્યાં છે અને આપનાં ઘરડાં લેતાં આવ્યાં છે, માટે એ વિષે મનમાં કશો સંકોચ રાખવા-નું કારણ નથી, અને આપનો અને એમનો જે ઘરોબો છે તે કાંઇ જતો રહેવાનો છે?" આટલું કહીને પાલી પડદાની પાછળ જઇને પ્રથમથી મંગાવી રાખેલાં પાન સોપારી તથા ફુલના હાર વગેરેની તાજી છાબો લેઇને આવી. એટલે પેલા શેઠ કે જે રાણાજીની સાથે ઘરોબો કરવાને ઇચ્છતા હતા, જેમને હવે રાણાજી સાથે ઘરોબો થ-ઇ ગયો હતો, તે બોલ્યા કે:-" જો આ રૂપૈયા આપને પાછા ન લેવા હોયતો આપની મરજી. આપની ખાનદાનીનો નિયમ તોડાવવાને હું આગ્રહ કરતો નથી, પણ મારી એક અરજ તો મંજૂર કરવી પડશે. બાકી એમને એમ આ સેવકને પાન ગુલાબ આપીને વિદાય કરવો હોય અને આપનાં ઘરડાંના વખતનો ઘરોબો હક નંજ રાખવો હોય તો આપની મરજી પણ પન્નાલાલજીના દીકરાના દીકરાનું માન રાણોજી રાખ્યા વિના રહેશે નહીં એવી મને સંપૂર્ણ ખાતરી છે. હવે મારી એટલીજ અરજ છે કે મારાં દિલ્હીમાં અનેક મકાનો છ-તાં આપજેવા સ્નેહી આવી ધર્મશાળામાં મુકામ રાખે એ ઠીક નહીં. આપના જેવા ભાગ્યશાળીને જ્યાં હોય ત્યાં સઘળી બાબત-ની સોઇ મળી આવે પણ અહીં મુકામ રાખો તેમાં મારૂં શું સારૂં દેખાય ? માટે આપ મારા વિશાલ બાગમાં બંગલો છે ત્યાંજ મુકા-

મ રાખો. આપને કોઇ બાબતની ત્યાં અડચણ પડશે નહીં. મારાથી બનતી ચાકરી હું કરી છુટીશ. પણ આટલી વિનંતિતો આપ મારા ઉપર ખાસ મહેરબાની કરીને સ્વીકારો." શેઠજીની આ વિનંતી સાંભળીને કહાનો તરતજ સમજયો કે આતો બાગ બંગલામાં રહેવાનું અને પારકી પરોણાગત ઉપર પકવાન જમવાનું મળ્યું, તેથી એકદમ બોલી ઉઠ્યો કે–" હા ! અમે ખુશીની સાથે આવીશું." પાલી ઉપમા વધારવાને માટે બોલીઃ–" પોતે બધું સમજે છે. શેઠજી ! જોયું આપને રાણાજી સાહેબે ઓળખ્યા એટલે પોતે અજર પણ કરી છે. પોતાને હકીકત જાણવામાં આવવી જોઇયે. પોતાનો વિવેક પણ પોતાના ઘરડાઓના જેવોજ છે." શેઠજી ખુશી થઇને બોલ્યા :–" એમાં શો શક ? રાણાજી સાહેબ કાંઈ ઓછા બુદ્ધિમાન છે ? વળી વધારે ખુબીની વાત તો એજ છે કે પોતાની પાસે પણ તમારા જેવું અસલની હકીકત જાણનારૂં માણસ છે." પાલી યુકિતસર બોલીઃ–" એ બધો પ્રતાપ અમારાં રાણીજી સાહેબનો છે. તેમની પાસેજ રાત દહાડો રહેવાથી આ બધી માહિતગારી મને મળી છે. અમારાં બાઇ સાહેબ, માજી તથા મોટાં માજીના હાથ નીચે નાનપણમાંથી ઉછરેલાં તેથી સઘળા જુના નાતાઓ સારી પેઠે જાણે છે. અને અમારાં બાઇ સાહેબની તાબેદારી ઉઠાવ્યાનો મને લાભ મળ્યો છે." શેઠે પાલીની તારીફ કરી અને પાલીએ શેઠજીની તથા રાણીજીની યુકિતસર તારીફ કરી; પછી પાલીએ રાણાજી પાસે શેઠજીને પાન, ગુલાબ, અત્તર અપાવ્યાં અને શેઠજીએ પોતાનાં માણસોને બોલાવીને તથા વાહન વગેરે ગોઠવણ કરીને રાણાજીનો મુકામ તે ધર્મશાળામાંથી ફેરવાવી પોતાના બાગના બંગલામાં કરાવ્યો. હવે

રાણીજીના દરજ્જાને છાજે તેવી સઘળી ગોઠવણ આપણા કહાનજી ઓઝાને મળી. શેઠે ખાવા પીવાની, ઓઢવા પહેરવાની સઘળી ગોઠવણ કરી આપી. હવે રાણાજીનો ડિમાક ખરેખરો જામ્યો પણ કહાનજીને તેનો વેશ ભજવવાનું શિક્ષણ આપનારી તો પાલીજ હતી.

બીજે દિવસે ઠરાવેલે વખતે કહાનો પછી શેઠનીજ બગીમાં બેશીને બાદશાહની પાસે ગયો. બાદશાહે દિવાનની સાથે એકાન્તમાં આપણા પાંચમારસિંહજીની મુલાકાત લીધી, અને પૂછ્યું કે તમે શો દરમાયો લેશો. ત્યારે તેણે કહ્યું કે હું તો બારે માસે સવાલાખ મહોરો પગારમાં લેઇશ અને જે કામ કોઇ પણ કરી શકશે નહીં તે કામ કરવાનું મારે માથે રાખીશ. આવો ભારે મુસારો સાંભળીને બાદશાહ અને દિવાન લાંબા વખત લગી વિચારમાં પડયા. છેવટે દિવાને બાદશાહને કાનમાં કહ્યું કેઃ—" લાંબી રકમ ઉપરથી આપણે જીવ સંકોચવો નહીં, પણ માણસમાં શો ગુણ છે તેની તો એકવાર પરીક્ષા કરવી જોઇયે: માટે આ માણસ આપણે રાખવો તો ખરો. પછી જો તે તેવો લાયક નહિ માલમ પડે તો તેને કોઇ કારણ કાઢીને રજા આપીશું, પણ જો મોટા પગારના સબબથી આપણે તેને નહીં રાખીએ અને કોઇ ગુણશોધક નાનો રાજા કે મહારાજા રાખશે તો એકવાર તો આપણી નખસ જશે. માટે તેને રાખવો તો ખરો." દિવાનનો આ વિચાર બાદશાહને પણ યોગ્ય લાગ્યો. તેથી બાદશાહે કહ્યું કેઃ—"જુઓ પાંચમારસિંહજી! તમારા કહેવા પ્રમાણે તમારો પગાર અમો આપીશું. અને જ્યારે કોઇ કામ એવું આવી પડશે કે કોઇ પણ માણસ કરી નહીં શકે ત્યારે તે કામ તમારે કરવું પડશે. પણ જો તમે તે કામ કરી શકશો નહીં તો

પછી અમે તમને અમારી નોકરીમાં રાખી શકીશું નહીં. આ કારણથી અમે તમને આજરોજથી નોકરીમાં રાખ્યા છે, અને બાર માસની સવાલાખ મહોરોને હિસાબે દરમાસે જે રકમ થાય તે તમોને દરમાસે તમારી સ્થિતિપ્રમાણે રહેવાને માટે મળે જશે. તમારૂં નામ પાદશાહી ખાસ નોકરોના તપ્તામાં નોંધવામાં આવશે. ” બાદશાહના ખાસ અમલદારતરીકે કહાનાભાઇનો નીમ થયો અને તેમને તો તેમના હોદ્દાનો પોશાક બાદશાહે તરતજ દરબાર ભરીને બક્ષાવ્યો. તે પોશાકમાં ઝળહળતા પાંચમારસિંહજી રાણાજી તો પોતાના મુકામ ઉપર આવ્યા. તરતજ બાદશાહી જાસુસોએ આવીને પાંચમારસિંહજીને ખબર આપી કે આપને રહેવાને સારૂં દરબારી મકાનોમાંનું એક ભવ્ય મકાન તમારા હોદ્દાને છાજે તેવું તૈયાર કરવામાં આવ્યું છે. ત્યાં આપનો અસબાબ વગેરે લેઇ જવાને અમે આવ્યા છીએ અને આપ પણ ત્યાંજ પધારો.

ગામમાં ઘર નહોતું અને સીમમાં ખેતર નહોતું તે કહાનિયા કુંભારના તાબામાં રહેવાને માટે મોટી અમીરને શોભે તેવી હવેલી આવી, પગાર પણ મ્હો માગ્યો મળ્યો અને જ્યારે કોઇ પણ કરી શકે નહીં ત્યારે તેવું કામ કરવાનો વારો આપણા પાંચમારખાંનજીનો આવે, નિકર સવાર સાંજ બે વખત ટેડી પાઘટી મૂકી સોના રૂપાની મુઠવાળી તલવારો લેઇને બાદશાહને સલામ કરી આવે અને આખો દિવસ પાલીના મોઢાસામું જોઇને બેશી રહે તથા શરીરની ટાપટીપ કર્યા કરે. આ પ્રમાણે કુંભારભાઈ તો પૂરેપૂરા સુખમાં પડ્યા અને તેમણે પહેલાં જે સુખની ઇચ્છા કરી હતી તેવુંજ સુખ દૈવઇચ્છાથી મળ્યું. આ પ્રમાણે બે ત્રણ માસ તો આનંદમાંજ નિશ્ચિંત-

પણે ગયા. કેમકે દરમાસે પગાર મળે અને કામ તો કશું પણ કરવાનું આવે નહિ. શાથી કે જ્યારે કોઇથી પણ કામ ન બને ત્યારે તેવું કામ કરવાની ફરજ આપણા કહાનાને માથે આવે અને દિલ્હીના જેવા દરબારમાં અનેક માણસો અત્યંત કુશળતા ધરાવનારા જોઇયે તેટલા તેથી કોઇ પણ કાર્ય કરનાર કોઈ પણ મળીજ આવે અને કહાનાભાઇનો વારોતો આવેજ નહિ. પાલીએ બાદશાહની આગળ કહાનાએ શું કહેવું તે એવીજ યુક્તિથી કહાનાને શીખવ્યું હતું કે કાંઇ નહીં તો થોડાક સમય લગી તો બેઠે બેઠે પગારખાવાનું મળે. અને પોતાની પાસે એટલી પુંજી થઈ જાય કે ગરાણીથી રહે તો આખો જન્મારો ચાલે. ત્રણ માસ ગયા એટલામાં કહાનાભાઇની પાસે તો આશરે દસહજાર મ્હોરોની દોલત થઈ. પણ એમ બેઠે બેઠે ખાવાનું ઝાઝા દિવસ નભે જ નહીં એ કુદરતનો નિયમ છે. જેમ મોટા હોદ્દા અને મોટા રાજ્યમાં નોકરી તેમ આ પ્રમાણે ઢોંગથી બેઠા બેઠા ખાનારનું ટટ્ટુ વધારે લાંબો વખત ચાલે છે. ગમે તેટલો વખત ચાલે પણ છેવટે તો તેમનું હજારો દિવસ બેઠે બેઠે ખાધેલું નિકળી જવાનો વખત એકવાર આવે છે. અને તે પણ એકેજ દિવસે સોએ દિવસનું ખાધેલું નિકળી જાય એવોજ વિકટ વખત આવે છે. કહાનાભાઇને પણ એવોજ વખત પાસે આવી પહોંચ્યો.

દિલ્હીમાં એક વાર એવું બન્યું કે એક વાઘ એવો ખધો અને માણસખાઉ થયો કે રાત્રે ગુપચુપ આવીને એક એક માણસને રોજ મારી નાંખે, પણ દિવસે તો ગમે તે ખેતરમાં કે ટેકરામાં જઇને બેશી રહે અને બારણે દેખાજ દે નહીં, તેમ રાત્રે પણ ઘણીજ છુપકીથી એ વાઘ માણસનાં ખુન કરીને જતો રહેતો. આથી આખી

દિલ્હીમાં હાહાકાર વર્ત્તવા માંડયો હતો. બાદશાહે ઘણાએ મોટા મો-
ટા શૂરવીર અને કાબેલ માણસોને ઠેકાણે ઠેકાણે રાતે પહેરા ઉપર
મુકયા અને બંદોબસ્ત રખાવ્યો પણ જાનવરની જાત ઘોર અંધારા-
માં ગમે તે રસ્તે આવી જે કોઇ એકલ ડોકલ માલમ પડે તેને મા-
રી નાંખે. તેથી જનાવરના સામે તે મોટા બળવાન અને શૂરવીર મા-
ણસો પણ શું કરી શકે ? અને વળી એ વાઘનો કોઇને ભેટો થાય
તોજ તે માણસ પોતાનું શૌર્ય કે બળ બતાવી શકે. પણ જ્યાં
ગુપચુપ આવીને એકલ ડોકલનો રોજ સંહાર વાળે ત્યાં શૂરાનું શૂ-
રવીર પણું અને બળવાનનું બળ શા કામમાં આવે ? તેથી છેવટે કો-
ઇનું ન ચાલ્યું અને બાદશાહ તથા લોકો એ વાઘથી તોબા તોબા પો-
કારી ગયા. છેવટે લોકોના પોકારથી બાદશાહ ઘણા દિલગીર થયા.
ઘણા ઘણા માણસોએ ઘણા ઘણા ઉપાયો યોજ્યા પણ તે વા-
ઘનો અંત આવ્યો નહીં. તે વાઘના કપાળ ઉપર કાળુ ટીલું
હતું તથા તે ટપ લેતો કે છાનોમાનો માણસને મારી નાંખ-
તો તેથી લોકોએ તેનું નામ " ટીલીઓ કાળ " પાડયું હતું. એક
વાર લોકોના આગેવાનો અને શેઠીઆઓએ આવીને બાદશાહને કહ્યું
કે—: " અમને આ ટીલીઆકાળના કાળા કેરમાંથી ઉગારો નિકર
તમારૂં બાદશાહપણું છોડીને કોઇ એવા પુરૂષને બાદશાહ બનાવો કે
જે આ વાઘના જુલમમાંથી રૈયતને છોડવીને સુખી કરે. " તેથી
રાજા અત્યંત શોકાતુર થયા અને પોતાનું ખાણું પણ ખાધું નહિ. આ
વાતની બડી બેગમને ખબર થઇ તેથી બાદશાહજીની પાસે તે આવી
અને બાદશાહને ખાણું નહીં ખાવાનું કારણ પૂછયું, ત્યારે બાદશાહે
બધી હકીકત માંડીને કહી. બેગમે કહ્યું કે એમાં આપ શું કરવાને

આટલા બધા ગમગીન થાવ છો. આપને આટલા આટલા મોટા પગારના અનેક નોકરો છે તેમને કહો કે તે લોકો વાઘ મારે. પછી બાદશાહે એવા મોટા પગારદારનું એક નોંધણ તૈયાર કરાવ્યું અને દરરોજ એક એક અમલદારને તે વાઘને મારવાનો હુકમ ફરમાવવા માંડ્યો. તેમાં સહુથી છેલ્લું નામ આપણા કહાનજીનું પણ હતું. જ્યારે એ કોઇપણ અમલદાર એ કરી શકે નહીં ત્યારે એને એ કામ કરવાનો વારો આવવાનો. આ પ્રમાણે રોજ એક એક અમલદાર વાઘને મારવાને જાય પણ વીલે મોઢે પાછો આવે. હવે બેચાર દિવસમાં કહાનજીનો પણ વારો આવવાનો હતો. તેથી પેલી પાલીએ વિચાર્યું કે:–" હવે ફજેતી લુટાવાનો વખત પાસે આવ્યો છે, અને આ કુંભારરાણાજીથી કાંઇ વાઘ મરાય તેમ નથી, માટે પ્રથમથી આજકાલ રાતમાં અહીંથી પલાયન કરી જઇયે તો પાસે જે બારતેર હજાર મહોરો થઇ છે તે સલામત રહે અને ફજેતીમાંથી પણ બચી જવાય. વખતે રાણાજીનું પાણી બાદશાહના જાણવામાં આવી જાયતો પછી આપણી પાસે જે કાંઇ મુડી થઈ છે તે પણ લુંટી લે. પણ જો આને આ વેશે આને આ ઠાઠથી નાસીએ તો રસ્તામાં કોઇ તરત ઓળખીને પકડી લે માટે હવે તો એવીજ યુક્તિ કરવી કે પાછા કુંભારનો વેશ જ લેઇને અહીંથી આપણી મહોરો લેઇને રાતોરાત નાશી છુટવું. જે મળ્યું તે આપણું, હવે ઝાઝો લોભ કરવા રહેવું નહીં. કેમકે " અતિલોભ એ પાપનું મૂળ છે. " તેથી રાતની વખતે પાલીએ એકાન્તમાં આપણા છેલબટાઉ કહાનાને કહ્યું કે:—" હવે તો આપણે અગીઆરા ગણીએ તો ઠીક " કહાનો કહે કે:—" રાંડ આવી ચેનબાજીમાંથી તે વળી આપણે શું કરવા જ-

ઇયે ? ” પાલીએ કહ્યું:—“ ત્યારે તમારે વાઘને મારવાને ચઢવું પડશે, એટલું પરાક્રમ તમારામાં છે ? પેલાં પાંચ ચકલાં મારીને પાંચમારસિંહજી થયા તેવું પરાક્રમ કંઇ વાઘ આગળ ચાલશે ? ” મોટા વિચારમાં પડીને કહાનો બહેબાકળો બોલ્યો;—“ સાળી બઇરીની અક્કલ પાનીએ, હું વાઘ મારવા જાઉં તો વાઘ તને મારે કે મને ? હું એવકુફ હોઇશ કે વાઘને મારવા જાઉં ? ” પાલી મશ્કરીમાં બોલી:—“ ત્યારે આ મોટી તલવારો અને બંધુકો શું કરવા બાંધો છો ? ” કહાનો મુછે તાર દેઇને બોલ્યો:—“ રાંડ, તું મારૂં કહ્યું ન માને તો એક ચપટીમાં માખનીપેઠે આ તલવારને બંધુકથી તને તો મારીજ નાંખું, તેટલા માટેજ આ હથિયાર રોજ પાસેને પાસે રાખું છું.” પાલી કહે:—“ ખરી બહાદૂરી તો મારા સામેજ કરવાની છે ને ? પણ કહોને વાઘ નહીં મારી શકોતો બાદશાહ તમને લુંટી લેઇને કાઢી મૂકશે તો પછી શું કરશો ? ” કહાનો પાછો મોટા બ્રહ્માંડ જેવડા વિચારમાં પડ્યો અને બોલ્યો:—“ ત્યારે તો તું જેમ કહે તેમ કરીએ; પણ આવી અમન ચેન પછી———” પાલી કહે:—“ હાલ મારી પાસે જે મુંડી એકઠી થયેલી છે તે લેઇને જો નાશી જઇશું તો પાછાં આપણે એવાંજ સુખમાં રહીશું. પણ અહીં રહ્યાં તો ફજેત થઇને પાછાં હતાં તેવાંજ દુ:ખી થઇશું, માટે તમને ગમે તેમ કરીએ. ” કહાનો કહે:—“ ત્યારે તો જેમ તું કહે તે પ્રમાણે કરવાને આપણે તૈયાર છીએ.” પાલીએ કહ્યું:—“ ત્યારે તમે અત્યારે જઇને એક ગધેડો પકડી લાવો. મેં આપણી મહોરોનું ઝવેરખાનું વેચાતી લેઇ રાખ્યું છે, તે એ ખોલકાની ગુણમાં નાંખી, ઉપર માટી ભરીને આપણે બંને આપણાં

પ્રથમનાં કુંભારસહી લુગડાં પહેરીને કુંભાર બનીને ચાલ્યાં જઇશું." કહાનો એકદમ ચીડાઇને બોલ્યો:—"જા જા હવે દોઢ ડાહલી! હું ફક્કડ જવાન પાછો કુંભારનો પોશાક પહેરૂં કે? જોઈ જોઇ હવે તારા જેવીતો બહોતેર હજાર આવે છે!" પાલી પોતાના ધણીની મૂર્ખાઇ જોઇને હસીને બોલી:—"મારા જેવીતો કરોડો મળે એ વાત ખરી, પણ આને આ વેષે નાશી જતાં તમને ઓળખીને બાદશાહનાં માણસો પકડે અને બાદશાહ તમને ગરદન મરાવે તો પછી મને તમારા જેવો છેલબટાઉ ફરીને ક્યાંથી મળે? તેથી હું તો કુંભારનો વેશ લેઇશ ને આપણે વતન કે કોઇ દૂર દેશ નાશી જઇને ત્યાં પાછાં વૈભવ માંડીને રહીશું, અને કુંભાર તો આપણે છીએ તે કાંઇ મટી જવાનાં છીએ?" કહાનો તરતજ બોલ્યો કે—"ના ભાઈ! ત્યારે તો ગરદન મરાવા કરતાં કુંભાર થવું શું ખોટું? તારી વાત પણ ખરી છે. માટે તું કહે તો હવે એકાદ ખોલકો ગમે તેનો રઝળતો હશે તે પકડી લાવું." પાલીએ કહ્યું:—"હા હવે તો તમે ઠેકાણે આવ્યા ખરા; પણ કહો તમે ક્યાં ખોલકો લેવા જશો?" કહાનો કહે—"એટલીએ મને ખબર નહીં હોય કે હમણાં કુંભારવાડામાં જતેકને કોકનો ખોલકો છોડી લેઇ આવું છું. ખોલકો લેઇને એક સપાટામાં આવ્યો જાણજે." પાલી હસતાં બોલી—"શું ધૂળ જાણો છો? કુંભારને ઘેર બાંધેલો ખોલકો છોડી લાવવા જતાં પકડાશો તો પછી કેવી વલેહ થશે તેનો વિચાર કર્યો?" કહાનો કહે—"ત્યારે તુંજ કહેને કે ક્યાંથી ખોલકો પકડી લાવવો?" પાલી કહે—"જુઓ શ્રાવકવાડામાં તમે જજો, ત્યાં શ્રાવકલોકો ચાટમાં એંઠવાડ રેડે છે તે ખાવાને ગધેડાંને કુંભાર લોકો છુટાં રઝ-

જતાં મૂકે છે, ત્યાંથી એકાદ ગધેડું નજરે પડે તેને પકડી લાવજો. ગુણ તથા માટી તો મેં પ્રથમથી તૈયાર રાખી છે. અને લ્યો આ કુંભારનાં લુગડાં પહેરીને જાવ, એટલે ગધેડાને દોરી લાવતાં પણ તમને કોઇ ટોકશે કે રોકશે નહીં." પછી કલાનાબાઇએ તો પોતાનો અસલ કુંભારીઓ વેશ ધર્યો અને હાથમાં એક લાકડી લઇને ખોલકાની ખોળમાં નિકળ્યો.

કલાનો તો ગયો તે શાવકવાડામાં ગયો અને ગધેડાં શોધવાને આમતેમ પોળના મોંઢા આગળ ફરતો હતો તેવામાં એક ડોશી શ્રાવકની મોડી રાતલગી બહાર બેઠી બેઠી કાંતતી હતી. તે ડોશી આકાશમાં વર્ષાદ ચઢેલો જોઇને પોતાનું કાંતેલું સુતર ન બગડે માટે ઉઠીને પોતાના ઘરમાં ગઇ ત્યારે તેના દીકરાની વહુએ પૂછ્યું કે:— બાઇજી ઘરમાં કેમ આવ્યાં? બારણે શું ટીલીઆકાલની બીક લાગી કે શું?" ડોશીએ કહ્યું—"વાઘની તો મને કાંઇ બીક નથી લાગી, મને ટપકાની બીક લાગી તેથી રેંટીઓ અને સુતરની આંટીઓ લેઇને ઘરમાં આવતી રહી," વરસાદનું ટપકું પડે તો મારી કાંતેલી આંટીઓ બગડે એવી બીકથી હું અંદર આવી એવા અર્થમાં પેલી ડોશી તો બોલી હતી. પણ તેવામાં ટીલીઓકાલ વાઘ પણ અંધારે અંધારે એ પોળમાં આવેલો અને ડોશીઉપર ત્રાપ મારવાની તૈયારીમાં હતો, તેવામાં ઉપર પ્રમાણે તે ડોશીને તથા તેના દીકરાની વહુને વાતચિત થઇ, તે સાંભળીને પેલા ટીલીઆકાળ વાઘે વિચાર્યું કે:—"આ ડોશી મારાથી તો બ્હીતી નથી, પણ ટપકાથી બીહે છે તો આખા શહેરમાં હાહાકાર ફેલાવનાર હું ટીલિયા કાળ કેરતાં પણ જે વધી જાય એવો એ ટપકો તે કોણ હશે? આ ડોશી

ઘરડી છે માટે એ જે કાંઇ જાણતી હશે તે ખરૂંજ જાણતી હશે. મારા કરતાં પણ ટપકો વધારે જબરો હશે. મારે એટલું તો જાણવું જોઇયે કે એ ટપકો કોણ છે અને કયાં રહે છે, માટે આ ડોશી ટપકાવિષે શી વાત કરેછે તે મારે ગુપ્ત રહીને સાંભળવું જોઇયે કે કોઇવાર હું ટપકાના પંજામાં સપડાઇ જાઉં નહિં." એ પ્રમાણે વિચાર કરીને પેલો વાઘ ગુપચુપ ઉભો છે તેવામાં પેલી ડોશીની વહુ બોલી—"તમને બાઇજી ! અમથી બીક લાગી, આ વખતે તે ટપકાનું ઠેકાણુંએ કયાં છે ?" ડોશી બોલી—"વહુબા ! જરીક ઉપર નજર તો કર એ તો ટમટમી રહ્યો છે." એટલામાં તો આપણા કહાનાભાઇ ખોલકો ખોળવા નિકળેલા ત્યાં ફરતા હતા તેમણે પેલા ટીલિયાકાળ વાઘનેજ ખોલકો જાણીને અંધારામાંને અંધારામાં તેના કાન બે હાથે પકડયા. વાઘે જાણ્યું કે-"આતો પેલી ડોશી કહેતી હતી કે ટમટમીને રહ્યો છે તે આ ટપકો આવ્યો અને મને પકડયો." તેથી વાઘ તો બીકનો માર્યો સ્તબ્ધ થઇ ગયો, અને જેમ કાનાભાઇ ખેંચીને લેઇ ગયા તેમ જવા માંડયું. કહાનો તે પરમેશ્વરની ઇચ્છાથી દૈવયોગે આ પ્રમાણે ટીલીઆ કાળને પોતાના મકાને લેઇ ગયો, અને બારણે રહ્યે રહ્યે પેલી પાલીને કહ્યું " અલી હું આવ્યો છું, તું, તું પેલું લઇને આવજે," તેથી પેલી ઓરતે વિચાર કર્યો કે જોઉતો ખરી કે ખોલકો મજબુત છે કે મુડદાલ છે, કેમકે નઠારો ખોલકો હોય તો ઝટ મજલ કાપી શકાય નહીં, રસ્તામાં પકડાઇયે. આવા વિચારથી પાલી તો દીવો લેઇને બારણે આવી અને જોયું તો કહાનાભાઇના હાથમાં તો ટીલિયાકાળના કાન પકડેલા અને તે તો બારણા આગળ ઉભેલો. દીવો આવ્યો અને કહાનાએ

જોયું તો પોતે વાઘનાજ કાન પકડેલા છે એમ માલમ પડતાં-જ તે તો બીકમાંને બીકમાં એવો સજડ થઇ ગયો કે વાઘના કાન પકડેલા તેના ઉપર તેના હાથની તો મડાગાંઠજ પડી ગઈ તે છુટેજ નહીં. પાલીએ પરમેશ્વરની અકળ કળાનો આભાર માની તરતજ સમયસૂચકતા વાપરી એકદમ તો મોટો દોર ઘરમાં હતો તેનો ગાળો કરીને પેલા વાઘને ગળે મજબુત નાંખ્યો અને પછી તેના પગોમાં ગાળા નાંખીને આખે શરીરે દોરના આંટા નાંખીને સજડ સાંકડી લીધો. વાઘે જાણ્યું કે આ તો ટપકોજ આવ્યો તેણે મને બંધનમાં નંખાવ્યો, પણ જો હું ચુચાં કરીશ તો આ ટપકો મને મારીજ નાંખશે. માટે વાઘ પણ બીકનોજ માર્યો આ પ્રમાણે બંધનને તાબે થયો. પછી પાલીએ કહ્યું—"હ-વે કાન મૂકી દો." તોપણ કહાનો બીકથી સજડ થઈ ગયેલો એટલે ભયને લીધે જે મુઠીઓ વળી ગયેલી તે છુટેજ નહીં. પછી તે ઓરતે પોતાનાં માણસો જે પાસેની કોટડીમાં ઉંઘી ગયાં હતાં તેમને જગાડ્યાં અને બાદશાહને તરતને તરત ખબર અપાવી કે ચાલો કચેરીસાથે જોવાને કે પાંચમારસિંહજીએ વાઘ ટિલિયો કાળ પકડી આણ્યો છે અને બંધાવ્યો છે. આ વધામણી કહેવાને રાણાજી પાંચમારસિંહજીનાં માણસો પવનવેગે ગયાં; અને બાદશાહ પણ પવનવેગે આવ્યા; અને જોયું તો ટીલિયાકાળના કાન કહાનાયે પક-ડેલા છે, અને કાષ્ટની પૂતલી જેવો બનીને ઉભો છે. બાદશાહે ક-હાનાને કહ્યુ કેઃ—"રાણાજી તુમકું સાબાશ હે. આજકા વારાતો દુસરે-કા થા, લેકીન તુમને બડી બહાદૂરી કી હે. અબ ઉસકે કાન તુમ છોડ દો." તો પણ વાઘની બીકનો માર્યો કહાનો તો તાબુત જે-

બોજ બની ગયેલો અને મડદાના જેવી મુઠીઓ વળી ગયેલી તેથી વાઘના કાન મૂકી શકેજ નહીં. બાદશાહે એક કરતાં વધારે વાર સાબાશી આપી આપીને કહ્યું કે કાન મૂકી દ્યો, તેમજ તેને પાલીએ પણ જાણે સમજાવતી હોય તેમ કહ્યું કે ખુદ હજુરબાદશાહ ફરમાવે છે કે હવે આ વાઘના કાન આપ મૂકી દ્યો, તોપણ કહાનો તો એક અક્ષર પણ બોલે નહિ, તેમ એ વાઘના કાન પણ છોડે નહિ, પણ બીકને લીધે તેની આંખ્યો પણ મટમટચા વગર પહોળીને પહોળી રહેલી, તેથી બેબાકળા જેવો તેની સ્ત્રી અને બાદશાહ તરફ જોયા કરે. તેને આ પ્રમાણે ડોળા ગગળાવતો જોઇને બાદશાહ બોલ્યાઃ—"અય નેક ઓરત ! તેરે ખાવિંદકા ચશ્મ ઐસે ફુટે હુવે કયું રહે હે." આ સવાલનો જવાબ પાલીએ હાજરજવાબીથી દીધો કેઃ—" ખુદાવિંદ ! રાણાજીને ઘણું શૌર્ય ચઢયું છે; આપ જાણો છો કે જે માણસને શૂરાતનનો આવેશ ચઢે છે તેની આંખ્ય ફાટીને ફાટી રહે છે, અને જો તલવારની મુઠમાં હાથ હોય છે તો તેની મડાગાંઠ પડી જાય છે. તેજ પ્રમાણે આ રાણાજીને પણ આ વાઘને પકડતાં શૂરાતન ચઢી ગયું છે, તેથી તેમની આંખ્યો પણ આ પ્રમાણે ફાટીને ફાટી રહી છે, અને વાઘના કાન પકડયા છે, તે મુઠાઓની પણ તેવીજ મડાગાંઠ પડી ગઇ છે, તેથી તેમને અનેક ઉપાય કરીને ઠંડા પાડીશ અને જ્યારે શૂરાતનનો આવેશ ઉતરી જશે ત્યારે તે કાન મૂકી દેશે અને પાછા રોજના જેવી તબિયતથી વાતચિત કરશે. હાલ તેમની તબિયત શૂરાતનને લીધે કાયમ નથી." બાદશાહ બોલ્યાઃ—" અય બેટી ! તેરા ખાવિંદ ઐસા ગાઝીદહૈ, યહ જાનકે મેરેકો બહોત બહોત ખુશી હોતી

હૈ, કિ તુમારે જૈસે નેકબક્ષ ઔર મર્દ નોકર મેરી પાદશાહીમેં રહતે હૈ. તેરા ખાવિંદકી તબિયત ઠિકાને લાને બાસ્તે તેરે કોં જો તકલીફ પડેગી ઇસ્કે બદલ્લ મેં તેરેકે ઇનામ દાખલ મેરા મોતીકા હાર ઇનાગમેં દેતા હું ઔર તેરા ખાવિંદકું ભી એક બડી જાગીર તંબાપત્ર કરકે ઇનાયત કરૂંગા, તુમારે ખાવિંદને હમારા મુસારા હલ્લાલ કિયા હૈ, ઔર તુમ લોક બડે માબાપ કે ફરજંદ હો એસી હમકોં ખાતર જમા કરદી હૈ. " એ પ્રમાણે કહી, બાદશાહે જે નવલખો મોતીનો હાર આપ્યો તે લેઇને નમ્રતાપૂર્વક પાલીકુંભારણ બોલીઃ—" જહાપનાહ આપ ખુદાના જેવા કદરદાન માલિક અમારે માથે છે એ જાણીને અમો તાબેદારને જે આનંદ થાય છે તે વર્ણવી શકાય તેમ નથી. આપના તાબેદારનું પરાક્રમ અને શૂરાતન આપ નામદારના જોવામાં નજરોનજર આવે તેટલાજ માટે મેં આપ માબાપને અત્યારમાંને અત્યારમાં અત્રે પધારવાની અરજ કરીને તસ્દી આપી, તેને માટે હું આપ મહેરબાનના મુબારક કદમની માફી માગું છું" બાદશાહ બોલ્યાઃ—" તેરા ખાવિંદ જેસા પાક મર્દકા શૂરાતનકા હમકોં દીદાર તેને કરવાયા ઉસસે હમતો બહોતહી ખુશ હુવેહૈ, ઔર તેરેકોંભી હમ બહોત દફે શાબાશી દેતે હૈ તો બેટાતું માફીકી કયા બાત કરતી હૈ ? " પાલી નમ્રતા બતાવી બોલીઃ—" આપમાલિકશ્રીને હવે અહિં રોકાણ થાય છે; મારા ખાવિંદની માવજત તો હું બરોબર કરીશ, તેની ફિકર આપ નામદારે જરીક પણ રાખવી નહીં." પાદશાહ બોલ્યા કેઃ—" અય નેકબક્ષ પાક ઓરત ? તુમ ઉસ્કી તબીઅત બરોબર કરાના. મેં અબ મહેલ તરફ જાતા હું. સબેરમેં જબ ઉસ્કી તબીયત બહાલ હો જાવે તબ ઉનકોં મેરી પાસ ભેજના, કયો મેં ઉન્કોં

જાગીરકી બક્ષીસ કરકે બડા દરબારમેં ઉસ્કો અચ્છી તરહસે ઇજ્જત દેનેકા ચહાતા હું." પાલીકુંભારણ ઝુકીને નમ્રતાથી બોલીઃ—" જેવો માલેકશ્રીનો હુકમ, સવારમાં તબિયત ઠેકાણે આવશે એટલે તાબેદારને હું શ્રી હજુર કદમે મોકલાવીશ."

પછી બાદશાહ અને તેમની સાથે આવેલાં બીજાં દરબારી માણસો પણ ત્યાંથી ચાલ્યાં ગયાં. તે સઉએ રાણાજી પાંચમારસિંહજીની મર્દામીનાં એકે અવાજે વખાણ કરવા માંડયાં કે—ઓહો! રાણોજી તે રાણોજી! એના જેવો બહાદુર ઉમરાવ આપણી આખી બાદશાહી રયાશતમાં એક પણ નથી; આટલા આટલા દિવસ જે વાઘ ભલભલા બરકમદાજની આંખોમાં ધુળ નાંખીને શહેરમાંથી અનેક માણસોને લેઇને જતો તેને આજે રાણાજીએ પકડી પાડયો! અને પકડયો તે પણ કેવી રીતે! એક કુતરાને જેમ કાન પકડીને લાવે તે પ્રમાણે એ જવામર્દ વીરપુરૂષે ટિલિયા કાળને પકડી આણ્યો! બધાય કરતાં પગાર તો વધારે લે છે ખરો પણ તેનો પગાર લેવો કુરબાન છે! રોજ બેડો પગાર તો ખાતો પણ વખત આવ્યે તેણે બતાવી આપ્યું કે તે પગાર ખાવાને લાયક પોતે છે. ધન્ય છે એનાં માત પિતાને! બીજાઓ એને બેડો પગાર ખાતાં દેખી અદેખાઇ કરે છે, પણ એણે જે કામ કર્યું તેનો સોમો હિસ્સો એ કોઇ બજાવી શકે તેમ છે? એતો જેનું કામ જે કરે, પોતાના પરાક્રમ પ્રમાણે પગાર પણ લેજતો! ત્યારથી સઉએ પાંચમારસિંહજીનું નામ વાઘમારસિંહજી પાડયું અને આખા શહેરમાં એક પહોરમાં તો રાણા પાંચમારસિંહજી ઉર્ફે વાઘમારસિંહજીનાં વખાણ ઠેકાણે ઠેકાણે ઝુપડામાં અને મહેલમાં, બજારમાં અને મહોલ્લામાં, તથા ગા-

મમાં અને શીમમાં ગાજી રહ્યાં. એક બાળકથી ઘરડામાં ઘરડા માણસ લગી સઉ કોઈ ગરીબ અને તવંગર અમીર અને ફકીર રાણાજી અરે આપણા કહાનાજીનાં વખાણની વાતો કરવા લાગ્યા. આતો લોકોમાં કહાનાજીની વાહવાહ થઈ, પણ હજુ બાદશાહી ઇનામ તો તેમને માટે બાકી હતું. પણ તે ઇનામ લેવાને માટે હજુ આપણા કહાનિયાના હાથજ છુટા નહોતા થયા. તેતો પેલા વાઘના કાન સાથેજ જાણે ચોટી ગયા હતા. હવે તે હાથ છુટા કરવાને માટે આપણી ચતુર કુંભારણ પાલીએ જે યુક્તિ કરી તે સાંભળો:—પ્રથમ તો તેણે ખેંચી ખેંચીને તે હાથ છોડાવવાની મહેનત કરી, પણ કહાનાભાઇ પોતાના હાથની મડામુઠીઓ છોડેજ નહિ! બિચારી પાલી તો ખેંચી ખેંચીને થાકી. પછી પાલીએ વિચાર્યું કે જયાં લગી આ મૂર્ખ વાઘથી વેગળો ખસશે નહીં ત્યાંલગી તેના મનમાંથી બીક ખસવાની નથી, અને જયાં લગી તેના મનમાંથી બીક ખસશે નહી ત્યાં લગી તેની મુઠીઓ છુટવાની નથી, અને જયાં લગી તે મુઠીઓ છોડશે નહીં ત્યાં લગી તેને વાઘથી વેગળો પણ શી રીત્યે લઇ જઇ શકાશે ? છેવટ કુંભારણે એક યુક્તિ પોતાના મનના ચાકડા ઉપર ઘડી કાઢી. તેણે એક છરી લઇને એ વાઘના કાન કાપી નાખ્યા. એટલે કહાનાભાઇના હાથમાં તે કપાયલા કાન આવ્યા અને કાનાભાઈ છુટા થયા; તેને પછી પાલી પોતાના મકાનના ઓરડામાં લઇ ગઇ અને થોડોક દારૂ પાયો એટલે કહાનાજી ઉર્ફે રાણાજી બેભાન થઇને ઘેનમાં પડચા; પછી પેલા વાઘના કપાયલા કાન સહજ ચિમળાઇ જવા લાગ્યા તેમજ ઘેનમાં પડેલા કહાનજીભાઇના હાથની મુઠીઓ પણ કાંઇક નરમ પડી એટલે તે કાન મુઠીઓમાંથી નિકળી ગય. તે

કાન કુંભારણે લઇ વેગળા મૂકયા; અને ઘેનમાં પડેલા કહાનાના ઉપર ઓઢાડીને તેને ઉંઘીજવા દીધો. તે ઉંઘીને આશરે આઠેક વાગતાના સુમારમાં ઉઠયો. ત્યારે તેને બીકને લીધે તાવ આવી ગયો હતો, પણ તેનું ભાન કાંઇક ઠેકાણે આવ્યું હતું. પાછી પાલીએ તેને કેટલાક શાન્તિ ઉત્પન્ન કરે એવા ઉપચારો કરીને તેની તબિયત ઠેકાણે આણી તે હોંશિયાર થયો એટલે સોનાના એક ડાબડામાં પેલા વાઘના કાન ઘાલીને આપ્યા અને કહ્યું કે આ બાદશાહને ભેટ મૂકજે. કહાનાને પાછો કપડાં લતાં પહેરાવીને બાદશાહ પાસે મોકલવાને તૈયાર કર્યો અને પેલા વાઘને બીજા માણસો પાસે સાંકળોએ બંધાવીને પાંજરામાં ઘાલીને કહાનાની પાછલ તે પાંજરૂ ગાડામાં ઘલાવીને મોકલ્યું. આ પ્રમાણે આગળ કહાનાજી અથવા રાણાજી પાંચમારસિંહજી અરે હવેતો વાઘમારસિંહજી બગીમાં હથીયાર બાંધીને કુંભારણના કહેવા પ્રમાણે બિરાજેલા અને તેમની બગીની પાછળ પેલા વાઘનું પાંજરૂં, એ પ્રમાણે આખું સરકસ બપોર વખતે શહેર વચ્ચે થઇને બાદશાના દરબાર તરફ જવાને નીકળ્યું.

જાણે એક મોટી મેદની ભરાઇ હોય એમ લોકો ટોળાબંધ રસ્તામાં આપણા કુંભારિયારાણાજીને તથા તેમણે પકડી આણેલા વાઘને જોવાને એકઠા થયા હતા. લોકોને એ વાઘથી બહુ દુઃખ પડેલું હતું, કોઇનાં માબાપ તો કોઇનાં ભાઇબહેન તો કોઇનાં સ્ત્રી પુરૂષ તો કોઇનાં છોકરાં છોડી તો કોઇનાં મિત્રસગાં એ વાઘે મારી નાખેલાં હતાં, બાદશાહના મોટા મોટા બહાદૂર અમલદારોથી પણ તે પકડાતો નહોતો કે મરાતો નહોતો, આવા વાઘને પકડીને જેર કરનાર આપણા કહાનાજીનો લોકો ચારેતરફથી જય જયકાર બોલા-

વતા હતા અને વખાણતા કે ધન્ય છે એની જનિતાને કે જેની કુખે આવું બહાદૂર રત્ન પાકયું ! જો આ રાણાજી પાંચમારસિંહજી ન હોત તો આપણું સંકટ કોઇ પણ ટાળનાર નહોતું. મનુશીઓ થયેલો ટીલીયોકાળ રોજ એક માણસનો કોળિયો કરતો જાત અને છેવટ આપણે સઉને આ શહેર છોડીને જવાનો વખત આવત. વળી કોઇ જન્મમરણના પ્રમાણથી અજાણ્યાં એવાં માણસ તો અતીશયોક્તિ કરીને કહેતાં હતાં કે રોજનું એક માણસ ખાઇ જાત તો આ શહેરની વસ્તીજ છેવટ પૂરી થઇ જાત, અને બાદશાહ બાદશાહી શેના ઉપર કરત? શહેરના શેઠ શાહુકારો અને કેળવાયલા માણસોએ તો ફુલની છાબડીઓ અને ફુલનાં તોરણોને ગરકાવ કરી નાંખ્યો હતો, રસ્તામાં જતાં જતાંજ કહાનાજીની [illegible]ગી તો ફુલની વૃષ્ટિ થવાથી ભરાઇ ગઇ. ચારે તરફ "રાણાજીની જય" "રાણાજીની જય" એવા અવાજોથી આખું નગર ગાજવા લાગ્યું બજારમાં દુકાનો ઉપર બેઠેલા સ્વભાવથીજ બીકણ એવા વાણીઆ ભાઇઓ તો પોતાની તોતડી ભાષામાં કહાનજીનાં એવાં વખાણ કરતા હતા કે કંસને મારનાર શ્રી કૃષ્ણનાં પણ વખાણ એકવાર કોરાણે રહે, મહીં મહીં બહુજ સંભાળીને ચાલનાર અગમચેતીના મહાસાગર જેવા વણિક તો કહેતા હતા " બહુ ભલું થયું કે આ પાપ પકડાયું, હુટો એ ટિલીયાને પાપે ધડમાં રાટે ઉઢડસ ષન ખાટો નહિ. હારો વખટ છે ને ગલે આવીને વલગે? " એટલે બીજા શાણા શ્રાવક ભાઇઓ કહેતા કે—" ખરી વાત શી તે ગ્યાની મહારાજ જાણે, પણ કહેવાય છે કે આ વાઘ ખાળના બાખોરામાંથી પેશી જતો તેથી કોઇના પકડવામાં આટલા દિવસ લગી આવ્યો ન-

હિ". ત્યારે એક ઘરડો વાણિઓ બોલ્યો કે આપણે તો એ વાઘનું પાંજરૂં અહીં આવ્યા પહેલાંજ ઉઠીને દુકાનના ઓરડામાં ચાલો, કેમકે એ વાઘ તો વખતે પાંજરાના સળીયા વચ્ચેથી પણ નિકળી આવે તો આપણા તો બધાના ભોગ મળે, વળી બીજાઓ બોલ્યા કે "આપણા રાણાજીએ એને પકડ્યો છે તે વઘાના બળથી પકડ્યો છે અને વઘાના બળથી બાંધ્યો છે એટલે હવે પાંજરામાંથી ક્યાં નિ-કળે? મારા ભા પાસે ?" આ પ્રમાણે પ્રજામાં આપણો બિચારો કહાનિયો કુંભાર તો મોટો બહાદૂર, મંત્રવિદ્યાવાળો અને હરેક પ્રકારે હોંશીયાર ગણાવા લાગ્યો, તેનાં વખાણ ઉપર વખાણ થવા લાગ્યાં. કહાનાની બગી અને પાછળ વાઘનું પાંજરૂં એ પ્રમાણે વરઘોડો આ-ખા શહેરનાં માણસોથી વખાણાતો વખાણાતો બાદશાહના દરબાર આગળ આવી પહોંચ્યો. બાદશાહ પોતે મહેલમાંથી ઉતરી દરવાજા-લગી સામો આવ્યો અને કહાનાના હાથથી હાથ મિલાવીને મોટામાં મોટો કુરબ તેને આપ્યો. દરબારમાં ગયા પછી બાદશાહે પોતાની પાસે નાખેલી ખાસ માનની બેઠકે આપણા પાંચમારસિંહજીને બેસા-ડ્યા. પછી બાદશાહની આગળ પેલા કાન વાઘના કાપેલા હતા તે નજર કર્યા તથા સાથે કેદ કરીને આણેલા વાઘનું પાંજરૂં પણ બાદ-શાહની આગળ ભર્યા દબારમાં રજુ કરવામાં આવ્યું.

બાદશાહે પોતાના મુખે રાણા પાંચમારસિંહને શાબાશી આપીને કહ્યું કે મેં ઘણા ઘણા બહાદૂર રજપૂત સિપાઇયો જોયા પણ રજપૂ-તમાં કે સિપાઇ વર્ગમાં મેં તમારા જેવો બહાદૂર મર્દ જોયો નથી. એ પ્રમાણે બાદશાહે તેનાં વારંવાર ભર્યા દરબારમાં વખાણ કર્યા અને સઘળા દરબારી લોકોએ પણ અભિમાન કોરાણે મુકીને આપણા ક-

હાનાજીની શ્રેષ્ઠતા કબુલ કરી. ત્યારબાદ બાદશાહે કહાનાને મોટી જ-હાગિર તાંબાપત્ર કરીને બક્ષિસ આપી, તેમજ તેને દરબારમાં આવે ત્યારે બાદશાહ ઉભા થઇને હાથથી હાથ મેળવીને મળે એવો કુરબ પણ તે દિવસથી બક્ષવામાં આવ્યો. હવે કહાનો વિના કારણે બેઠો પગાર ખાય છે એમ કોઇ પણ કહી શકે તેમ નહોતું. હવે કહાના-ની યોગ્યતા સર્વ ઠેકાણે કબુલ થવા લાગી. આ પ્રમાણે રાજાના અને પ્રજાના મનમાં કહાનાને કેટલાક દિવસ પાછા દિલ્હિમાં અમનચેનમાં કહાડવાનો પ્રસંગ લંબાયો. સ્ત્રીના બુદ્ધિબળથી અને નશીબની અનુ-કૂળતાથી વાઘનો પ્રસંગ તો પાધરે પાધરો ઉતરી ગયો અને ઉલટો વધારે લાભ આપણા કહાનાભાઇને તો પ્રાપ્ત થયો; પણ આ સંસારમાં એક એવો નિયમ છે કે જ્યારે એકવાર માણસ-ની યોગ્યતા દુનિયામાં પ્રસિદ્ધ થઇ જાય છે ત્યારે પણ તેને જં-પીને બેસવાનો પ્રસંગ આવતો નથી. કેમકે યોગ્યતા ગણાયાપછી તેની યોગ્યતાના પ્રમાણમાં તેને માથે તેના ઉપરિયો તેમજ પ્રજા-વર્ગ અને સંબંધીઓ ફરજ નાંખે છે, તેથી જો દૈવયોગે તેની યો-ગ્યતા એકવાર ઠરી ગઈ હોય તો તે બરોબર રીત્યે કરી છે કે નહિ તેની કસોટી થવાનો વખત પણ આવ્યા વિના રહેતો ન-થી. કેટલોક વખત કહાનો તથા તેની ઓરત બાદશાહી માનમાં રહ્યાં એટલામાં એક બીજી ઉપાધિ દિલ્હીના ઉપર આવી પડી, આ આફતથી પણ શહેરને ઉગારવાનું મહાભારત કામ બિચારા આ-પણા પ્રજાપતિ કહાનાની ઉપર આવે તેમ હતું. દિલ્હીની ભાગોળ-માંજ કેટલાક ચોર લોક એવી રીત્યે પેંધેલા કે બીજે ત્રીજે રોજ કોઇ પણ મુસાફરને લૂટયા વિના રહે નહીં, જો લૂટવાનો લાગ તેમને

ન મળે તો શેહેરમાં ગમે તેનું પણ ઘર ફાડે અને રાતે ખાતર ચોરીના ગુન્હા કરે. શહેર મોટું રહ્યું એટલે કોણ લુટાયું કે કોને ઘેર ખાતર પડ્યું તેની ચર્ચા ઝાઝી ચાલે નહીં અને તે વાત ઉપર કોઈનો વધારે લક્ષ પણ જાય નહીં. તોપણ રૈયત વર્ગમાં એ બાબત વધારે ચોળાવા લાગી. લોકોએ ખુદ બાદશાહને અરજી કરવા માંડી કે ખુદ પાયતખ્તમાં અને પાયતખ્તની ભાગોળમાં આ પ્રમાણે રૈયતમાં જાન માલની સલામતી રહી શકતી નથી એ રાજ્ય કારભારની અવ્યવસ્થા સૂચવે છે, અને એ અવ્યવસ્થા દૂર કરવી માલિકશ્રીને અમારી ખાસ વિનંતી છે. આવી અરજી ઉપરથી ફક્ત કોટવાલના ઉપર હુકમ જતા કે તમારે વધારે સારો બંદોબસ્ત રાખવાને માટે કાળજી રાખવી; પણ તેવી લૂટો અને ચોરીઓ થતી કંઇ બંધ પડતી નહોતી, અને રૈયતને પડતી હરકત કાંઇ દૂર થતી નહોતી પણ હમેશ એવો નિયમ છે કે જ્યારે વાજતું ગાજતું માંડવે આવે અને પોતાને ઘેર રેલો આવે ત્યારે સઉની આંખ્યો તરત ઉઘડે. એકવાર એવું બન્યું કે એ ચોર લોકોને કોઇ પણ પકડી શક્યું નહીં તેથી તેમણે વિચાર કર્યો કે આપણે એકવાર બાદશાહની માનીતી બડી બેગમ છે તેના મહેલમાં ખાતર પાડીએ તો પછી રોજ ખાતર પાડવુંજ મટી જાય. એવો વિચાર કરીને ચોર લોકોએ બાદશાહની બડી બેગમને મહેલેજ ખાતર પાડવાનો નિશ્ચય કર્યો; અને તે લોકોએ એવી તો ચાલાકીથી ખાતર પાડ્યું કે બાદશાહની બડી બેગમને મહેલેજ બેગમનો ખરો કિમતી જવાહિરનો માલ જ્યાં હતો ત્યાંથી તેઓ પુષ્કળ જવાહિર લેઇ ગયા એટલુંજ નહી પણ કોઇને ખબર સરખી પણ ના પડી કે તે ખાતર શી

રીતે અને કોણે પાડ્યું ? દૈવ યોગે તે રાતે બાદશાહ પોતે પણ તે બેગમને મહેલે પધારેલા હતા, અને તેમને પણ કાંઇ ખબર પડી નહીં. ખાતર પડ્યાની અને ઝવેર ગયાની સવારમાં ઉઠતાં બાદશાહને ખબર પડી, તેથી બાદશાહ તો અત્યંત ગુસ્સે થઇ ગયા કે ખુદ મારી બેગમના મહેલમાં ખાતર પડ્યું અને શહેરના અને મહેલના પહેરેગિરોને કાંઇ ખબર પણ પડી નહીં તો કાલે કોઇ દુશ્મન ગુપચુપ શહેરમાં પેશી જઇને શહેર કબજે કરે અથવા તો મારા જાનઉપર હાથ ઉગામે તો પણ આ નિમકહરામ નોકરોને શી ખબર પડે ! નોકરો બધા તદન ગફલતમાં જ પડ્યા રહે છે. માટે આ ગુન્હાનો જો તે લોકો પત્તો લગાડે તો ઠીક, નિકર તે લોકોને હું સખ્ત નશિયત કર્યા વિના રહેવાનો નથી. કોટવાળ વગેરે સઉને સખ્ત તાકીદના હુકમો લખાયા અને સઉને ઠપકો આપવામાં આવ્યો.

બડી બેગમના મહેલમાં પડેલા ખાતરના ચોર ને માલ છતા કરવાને માટે રાજ્યમાં ચારે તરફ અમલદારો ઉપર તાકીદ કરવામાં આવી છે તે વાત આપણા કહાના કુંભારની વહુના જાણવામાં આવી; તેથી તેણે આગળથી વિચાર્યું કે એ ચોરોનો પત્તો કાંઇ સહેજમાં લાગશે નહીં; અને છેવટે બાદશાહની નજર રાણા પાંચમારસિંહજી ઉપર આવશે; અથવા જો કદી બાદશાહ વિસરી જશે તોપણ બીજા અમલદારો કે જેઓ કહાનાના મોટા પગાર અને માનની અદેખાઈ કરતા હતા તેઓ લાગ જોઇને બાદશાહને યાદ દેવરાવશે, એટલે પાછી નવી ઉપાધિ આવી પડશે. ભાગ્ય તો કદી એક બે વાર પાધરૂં ઉતરે પણ વારંવાર કાંઇ સ્વાતિનું જળબિન્દુ છીપમાં પડતું નથી. તેથી કહાનારાણાની કિંમત થઈ જવાનો પ્રસંગ આવે, અને

બાદશાહની ઇતરાજીમાં સપડાઇ જવું પડે અને તેમ ન થાય તોપ
ણ કદી કુંભારભાઇ ચોરોને પકડવાની સિપાઇગીરિ કરતાં માર્યા જાય
તોપણ રંડાપો કપાળે ચોટે. એ પ્રમાણે ચારે તરફનો વિચાર કરી-
ને કુંભારણે વિચાર્યું કે ચોર, માલનો પત્તો લગાડવાનો દાવ રાણા પાં-
ચમારસિંહજીને માથે આવી પડે તે પહેલાંજ છાનામાના દિલ્હી છો-
ડીને ચાલ્યા જવું એજ વધારે સારૂં છે. તે ચતુર કુંભારણે આપણા
કહાનાજીને પણ પોતાનો વિચાર કહ્યો, અને તે ધણીધણીઆણી તે
વિષે કેટલીકવાર મસલત કર્યા પછી દિલ્હી છોડીને ચાલ્યા જવાના
ઠરાવ ઉપર આવ્યાં.

બીજે રોજ રાતેજ તેઓએ વટાણા વાવી જવાનો નિશ્ચય કર્યો
હતો તેથી દિવસેજ કાંઇ રસ્તાને માટે ભાતું વગેરે લાવી મૂકવાનું હ-
તું. તેથી બે રૂપૈયા લઇને કેટલીક મિઠાઇ લેવાને માટે કંદોઇની દુ-
કાને કહાનાજીને તેની ઓરતે મોકલ્યો—બલ્કે કહાનો પોતાની મેળેજ
મિઠાઇ લેવાને પંડોપંડ ગયો કેમકે બીજા સિપાઈ કે નોકર ચાકર
મિઠાઇ લાવે તે તાજી અને કહાનાભાઇને રૂચે તેવી લાવે નહિ, તે-
થી ખાવામાં અને પહેરવામાં પહેલે નંબરે પ્રવીણતા ધરાવનાર કહાના-
એ જાતેજ એ કામ કરવાનું માથે લીધું. કહાનો દુકાને દુકાને ફર્યો અ-
ને પુછ્યું કે હાલની તરતના બનાવેલી મિઠાઇ હોય તો મને આપો,
હું તમને મન માન્યું મુલ્ય આપીશ. છેવટે એક હલવાઇને ત્યાં
તરતની કરેલી મિઠાઇ તૈયાર હતી. તેણે કહાનાને કહ્યું કે આ
મારી પાસે તરતની બનાવેલી મિઠાઈ છે; કહાનાએ તેને મ્હો
માગ્યું મૂલ્ય આપ્યું અને તે મિઠાઇ લીધી આ મિઠાઇ લેઇને કહા-
નો તો પોતાના ઘર તરફ રવાને થયો. પરંતુ એ મિઠાઇના સંબંધ-

માં ત હલવાઇને ઘેર પ્રથમથી શો બનાવ બનેલો હતો. તેથી અ-
મારા વાંચનારને અમારે વાકેફ કરવા જોઇયે. તે હલવાઇની માને
અને તેની વહુને રોજ ટંટો થતો. સાસુ વહુના અણબનાવ કેવા
હોય છે તે વિશે સઉના જાણવામાં છે. કહેવત છે કે–"હાડવેર ઘં-
ટીને ઘઉં, અને હાડવેર સાસુને વહુ." છેવટે આ સાસુ વહુ-
નું હાડવેર એટલું વધી પડયુ હતું કે વહુના મનમાં સાસુનું કાસળ
કાઢવાનો વિચાર નિરંતર આવ્યાં કરતો હતો. એવામાં સાસુનો વિ-
ચાર પાસેના એક તીર્થમાં જઇ ત્યાં દેવ આગળ બાધા લેવાનો થયો
કે–' જો એ વહુ મરી જાય તો દેવને નૈવેદ્ય કરીને રૂપાનો ઘોડો ચ-
ઢાવીશ.' એવી માનતા લેવાની વાત તો સાસુએ મનમાં રાખીને
ઘરમાં પોતાના છોકરાને તથા વહુને કહ્યું કે મારે તો ઘરડે ઘડપણ
જાતરા કરવાને જવું છે, માટે મને થોડીક તાજી મિઠાઇ રસ્તામાં
ભાતા માટે કરી આપો. છોકરાએ પોતાની બાયડીને કહ્યું કે મારી
માને માટે સારી પેઠે ઘી નાંખીને મિઠાઈ ભાતાને માટે તૈયાર કરી
દે. તેથી પેલી વહુએ પોતાની સાસુને માટે મિઠાઇ તો સારી ખુબ
ઘી નાંખીને બનાવી; પણ મનોમન સાક્ષી છે, તેથી સાસુ વહુને મા-
રવાને માટે બાધા લેવા જતી હતી ત્યારે વહુના મનમાં પણ એવો
વિચાર આવ્યો કે આ મિઠાઇમાં સોમલ નાંખ્યો હોય તો બાઇજી
જાતરામાંને જાતરામાંજ મોક્ષ પામી જાય, અને ફરીને મારૂં લોહી પી-
વાને પાછી આવવા જ પામે નહીં. આવો વિચાર કરીને તે વહુએ
તો ખુબ સોમલ લાવતે કે પેલી મિઠાઇમાં ભારોભાર પધરાવ્યું હતું.
આ પ્રમાણે સાસુને માટે જાતરાની તેમજ પરલોકની સામગ્રી તૈયાર
કરીને વહુએ ઠરવાને મૂકી હતી. એ મિઠાઇને મૂકીને પેલી વહુ મ-

નમાં આનંદ પામતી ઘરમાં જઇને બીજે કામે લાગી; અને તેનો ધ-
ણી પેલો હલવાઇ તે મિઠાઇને પોતાની દુકાનમાં મૂકીને જાળવવા
બેઠો કે કોઇ કુતરૂં બિલાડું ખાઇ જાય નહીં. તેવામાં આપણા કહા-
નાભાઈ તે કંદોઇની દુકાનપર તાજી મિઠાઈ લેવા ગયા. મોઢાના મા-
ગ્યા પૈસા મળવાથી કંદોઇનું મન લલચાયું. તેણે વિચાર્યું કે આપણા
તો ઘરનો કિસબ છે, તેથી હમણાંજ ફરીને મિઠાઇ બનાવીને ડોસી-
ને ભાતા માટે આપીશું; પણ આ તૈયાર મિઠાઇનાં બમણાં ત્રમણાં
નાણાં ઉપજે છે તો આપી દેતાં વિચાર કરવા જેવું નથી. આવા
વિચારથી તે કંદોઇએ આપણા કહાના કુંભારને પેલી સોમલ ઝેરવા-
ળી મિઠાઇ આપી હતી કંદોઇને પણ ખબર નહોતી કે તેમાં ઝેર છે.

કહાનો તે મિઠાઈ લઇને પોતાને ઘેર આવ્યો અને પોતાની
સ્ત્રીને તે મિઠાઇ સોંપી. તે મિઠાઇ તથા પોતાનું નગદ ઝવેર વગેરે
માલમતા લેઇને રાતેને રાતેજ કહાનો તથા તેની કુંભારણ દિલ્હી
છોડીને નિકળી જવાનાં હતાં તે પ્રમાણે રાત પડી એટલે કોઇ જાણે
નહીં તે પ્રમાણે કહાનાને લેઇને તેની ચતુર સ્ત્રી દિલ્હીને છેલ્લી સલામ
કરીને નીકળી, પણ તેને છેલ્લી સલામ કરાવવી કે નહીં તે તો ભા-
ગ્યના હાથમાં છે, કાંઈ માણુસના હાથમાં નથી. દિલ્હીથી આશરે
પોણો ગાઉ ગયા પછી તે સ્ત્રી પુરૂષને શું બન્યું તે જુઓ.

મધ્યરાત્રી થતાં કહાનો તથા પાલી દિલ્હી છોડીને ગુપચુપ નિ-
કળ્યાં. તેમની સાથે નોકર ચાકર કોઇ પણ તેમણે રાખ્યો નહોતો.
સાદો કુંભારીઓ વેશ બંને જણે પહેરી લીધો હતો. નરદમ કિમતી
ઝવેરની ગાંસડી તથા મિઠાઇની ગાંસડી પાલી કુંભારણે એક ટોપલા-
માં મૂકીને તે ટોપલો પોતાને માથે મુકયો હતો. કહાનાભાઇ છુટે

દુપટે એક લાકડી લઇને તેની પાછળ પાછળ રાતનો વખત હોવાથી બીતા બીતા ચાલતા હતા. પણ કુદરતનો એક એવો નિયમ છે કે જે વસ્તુથી આપણે નાશી છુટવા પ્રયત્ન કરીએ તેજ વસ્તુ ગમે ત્યાંથી આવીને આપણી આગળ ખડી થાય છે તેજ પ્રમાણે આપણા કુંભારભાઇને પણ બન્યું. જે ચોરો શોધી કાઢવાનો વારો પોતાને આવશે એ ભયથી પ્રથમથી દિલ્હી છોડીને આપણો કહાનો અને તેની સ્ત્રી પાલી રાત લેઇને દિલ્હીમાંથી નીકળી નાશી જતાં હતાં, તેજ ચોર તે બિચારાં ધણિધણિયાણીને દિલ્હીથી પોણો ગાઉ જતાં રસ્તા વચ્ચોવચ મળ્યા. તે ચોરોએ આપણા કુંભાર તથા કુંભારણને ટોકયાં કે "તમે કોણછો ? ઉભાં રહો, જાવછો કયાં ? મુકો લૂગડાં" ત્યારે કુંભારભાઇ તો એકદમ બીકથી બોબડાજ થઇ ગયા અને કાંઇ પણ બોલી શકયા નહીં. પણ કુંભારણ પાલી કે જેની ચતુરાઇદ્વારા કહાનાનું નશીબ જોર મારતું હતું, તે બોલી—"ભાઇઓ ! તમે કોણછો? અમારાં ગરીબ લોકોનાં લુગડાં પડાવી લેઇને તમે શા ન્યાલ થવાના હતા ?" પેલા ચોરોમાંથી એક જણ બોલ્યો—"અમે તો રસ્તાના અને રાતના વટેમાર્ગુઓના રાજા છીએ અમે તો ચોર કહેવાઇયે, અમે તો ગરીબ અને તવંગર સઉને એક સરખા ગણીને લૂટીએ. એવો અમારો ધર્મ છે." ત્યારે પાલીએ નમ્રતાથી ઉત્તર આપ્યો કે—"ભલે જો આ અમારાં ચૂથરાંથી તમારૂં દળદર ફીટે તેમ હોય તો લેઇ લ્યો આ અમારાં ચૂથરાં. પણ દિલ્હીના બાદશાહ જેવાનો ભંડાર લૂટો ત્યારે તો તમે ખરા. બાકી અમારાં જેવાં રાંક તો તમારા હુકમ તાબેજ છે." પેલા ચોરમાંનો બીજો ચોર બોલ્યો:—"એ વાતનો પણ અમારો કોડ પૂરો થયો છે. આ અમારી પાસે

બાદશાહી ઝવેર પણ છે. અમે મહેલમાં પણ ખાતર પાડ્યું છે, પણ અમને આજલગી કોઇ પણ પકડી શકયું નથી; અને ફરિને પણ એકવાર અમે બાદશાહી ભંડારમાં ખાતર પાડવાને હિંમત ધરીએ છીએ. પણ તે દિવસે જેવા શુકન અમને મળ્યા હતા તેવા શુકન આજે મળે તો અમે અમારા કામમાં ફતેહ પામીએ." પાલી કુંભારણ બોલી–"તમારે કેવા શુકન જોઇયે?" પેલા ચોરોમાંનો એક ઘરડો માણસ બોલ્યો:—"અમને સઉને ખાવાને રજક મળે તો અમને સઉથી રૂડા શુકન ગણાય." ત્યારે પેલી પાલી કુંભારણ બોલી–"જો એમજ હોય તો મારી પાસે મિઠાઈ છે, તે તમારે સઉને પહોંચે એટલી છે. તમને તમારા કામમાં ફતેહ મળતી હોય તો તમારા કરતાં મારે તે મિઠાઇ કાંઇ વધારે નથી." તે ચોર બોલ્યો:–"તમે ગરીબ માણસ છો, ત્યારે તમારી પાસે મિઠાઇ ક્યાંથી?" પાલીએ હાજર જવાબીથી ઉત્તર દીધો:–"અમે ગરીબ માણસ છીએ, પણ અમારે કાંઇ અમારા પેટ માટે ધંધો કર્યા વિના ચાલે નહિ, તેથી થોડી થોડી મિઠાઇ વેચાતી લાવીને આસપાસનાં ગામડાંમાં વેચીને ગુજરો કરીએ છીએ. કેમકે અમે જાતે હલવાઈ છીએ." આ સાંભળીને પેલા ચોરોએ કહ્યું કે:–"ત્યારે અમને પણ તમે મિઠાઇ આપીને શુકન કરાવો. પહેલીજ લૂટમાં અમને આજે રજક મળ્યો તેથી આજે અમે ફરીને બાદશાહી ખજાનો લૂટવાને માટે જઇશું; અને ખાતરી છે કે અમે તે લૂટવામાં ફતેહ પામ્યા વગર રહેવાના નથી." પછી પાલીએ પોતાના ટોપલામાંથી પોતાને હાથેજ પેલી મિઠાઇની પોટલી કાઢીને એ ચોરોને આપી દીધી. ચોરો પણ તાજી મિઠાઇ મળવાથી સ્વાદે સ્વાદે ખાવા લાગ્યા. જયાં એ લોકોએ ચાર આ-

ર કોળિયા તે હલાહલ જેવી મિઠાઈના ખાધા કે તરતજ બેશુદ્ધ થ-ઇને બધાએ ટપોટપ પડયા. પાલીને આ જોઇને આશ્ચર્ય લાગ્યું કે આતે શું થયું ? તેણે તરતજ અનુમાન બાંધ્યું કે આ મિઠાઇમાં કાં-ઇ જાણતાં અજાણતાં પણ કોઈ જબરી ઝેરી વસ્તુ આવી ગઇ હ-શે. તેથી આ લોકોએ ખાધી કે તરતજ બેભાન થઇને પડયા. જ્યાં થોડો વખત વીત્યો કે પેલા ચોરોને વધારે ઝેર વ્યાપતું ગયું અને તેઓ તરફડીયાં મારતા હતા તે પણ બંધ પડ્યા. પાલીએ જાણ્યું કે દૈવગતિથી પાછું પાંચમારસિંહજીના નશીબે જોર માર્યું. પાલીએ પેલા ચોરોની પાસેનાંજ હથિયારમાંથી તલવાર લેઇને પેલા બધાએ ચોરો-ના ગળા ઉપર એક પછી એક ફેરવી વાળી અને તે લોહીવાળી ત-લવાર તેણે આપણા સમશેર બહાદૂર કહાનાકુંભારના હાથમાં આપી, અને પેલા ચોરોના માથાંની પણ ચોટલીઓ ભેગી ગુંથીને માથાંનો ભારો ને ભારો પણ કહાનાજીના હાથમાં આપ્યો. પેલા ચોરો રખડ-તા ચોરો હતા તેથી તેમની પાસેજ તેઓ પોતાનો લૂટેલો માલ રા-ખતા તે માલ પણ બધો પાલીએ પોતાના ટોપલામાં લેઇને માથે ઉપાડી લીધો. તે માલમાં પેલો બાદશાહની બડી બેગમના મહેલમાં-થી ગયેલો માલ પણ હતો, અને તે ઉપરાંત બીજા શાહુકારોને ત્યાં પણ ખાતર પડેલાં, અને બીજા મુસાફરોને પણ તે ચોરોએ લૂટેલા તેનો પણ બધો મુદ્દામાલ હતો. એ બધું લેઇને કહાનો તથા પાલી બંને જણાં પાછાં દિલ્હી આવ્યાં, અને સવાર થતાં પાલીએ કહા-નાને પાછો પોશાક પહેરાવી હાથમાં પેલી લોહીવાળી તલવાર તથા માથાં આપીને, તથા તેની સાથે એક નોકરને માથે પેલા ચોરોએ લૂટેલો અને ખાતર પાડી ચોરેલો સઘળો માલ એક ટોપલામાં ચ-

ઢાવીને બધું સરવસ બાદશાહ પાસે મોકલ્યું. કહાનો ચોરોથી બીન્યો હતો, પણ પેલા વાઘથી બીન્યો તેટલો બીન્યો નહોતો; અને ચોરો તો મરાણા હતા તેથી પોતાની બહાદૂરીની ખોટી બડાઈ મારવામાં તેને પાલીના શીખવ્યા પ્રમાણે કાંઈ પણ અડચણ પડે તેમ નહોતું. આપણા પાંચમારસિંહજી કહાનાભાઇ તો બડા ડિમાકથી સમશેર બહાદૂર બનીને મોટા પરોઢમાં બાદશાહની હજૂરમાં જઇને રજુ થયા; અને બડાઇના ગપાટા મારીને બાદશાહને તો તેણે દિંગ્મૂઢ બનાવી દીધા. બાદશાહે લોહીવાળી તલવાર જોઈ તથા પેલા ચોરોનાં માથાં પણ જોયાં અને પોતાની બડી બેગમનો ખાતર ચોરીમાં ગયેલો માલ જોયો, તથા ગામનાં બીજાં માણસોનો ચોરાયેલો માલ પણ જોયો. આ બધું જોઇને બાદશાહને આપણા કહાનાની બહાદૂરી બાબતની એવી તો ખરેખરી ખાતરી થઇ કે બાદશાહ તથા તેની પાસે જે હાજર હતા તે સઘળા માણસો " સાબાશ સાબાશ " શિવાય બીજું કાંઇ પણ બોલી શકયા નહીં. તેમના સઉના મનમાં તો એમજ આવી ગયું કે આવા શૂરવીર રાણાજીને તો જે પગાર અને જે ઇનામ આપીએ તે એના પરાક્રમના પ્રમાણમાં અત્યંત ઓછું જ ગણાય. બાદશાહે તરતજ દરબાર ભરવાનો હુકમ કર્યો અને ભર્યા દરબારમાં કહાનાના વખાણ કરીને મોટું માન આપ્યું તથા ઘણાં ભારે ઇનામ આપ્યાં, અને તે દિવસથી દરબારમાં બાદશાહની જમણી બાજુએ બેઠક ઉપર બેસવાનું કોઇને પણ નહિ મળેલું એવું અસાધારણ માન આપણા રાણાજી સાહેબ બહાદૂર કહાનાજીને મળ્યું. તે દિવસની સાંજે બીજા શાહુકારોએ પણ પોતાનો ચોરાયલો માલ પાછો આવવાથી કહાનજીભાઇને મુબારકબાદી આપવાને માટે મોટે

મેળાવડો કર્યો અને તે મેળાવડામાં ખુદ બાદશાહે પધારીને કહાના કુંભારને ઘણાં ઘણાં વખાણ કરીને સાબાશી આપી, બીજે રોજ બેગમે પોતાના દાગીના પાછા આવ્યા તેની સાથે પોતાની પ્રતિષ્ઠા પણ પાછી આવેલી સમજીને કહાનાને મુબારકબાદીમાં એક બાદશાહી જાફત આપી, અને કહાનાને પોતાનો ભાઇ ઠરાવ્યો. આ પ્રમાણે કહાનાભાઇની સોળે કળા સંપૂર્ણ ચઢતી થઇ. બાદશાહી માનમાં વધારે અમન ચેનમાં કહાનો અને પાલી પોતાના દિવસ ગુજારવા લાગ્યાં. બાદશાહનો માનીતો ઉમરાવ અને બડી બેગમનો ભાઈ, તથા પ્રજાને અનેક પ્રકારની આફતોમાંથી બચાવનાર રૈયતનો ખરેખરો માનીતો શૂરો આપણો કહાનો કુંભાર જ્યાં ત્યાં આખી દિલ્હીમાં કહાનો બાદશાહથી બીજે નંબરે પુજાતો હતો તોપણ લોકોના મનમાં તો બાદશાહ કરતાં પણ કહાનો કુંભાર વધારે યોગ્યતાવાળો જણાતો હતો. શાથી કે કહાના જેવાં પરાક્રમ કાંઇ બાદશાહે કર્યા નહોતાં. પાલી કુંભારણને હવે તો બાદશાહની બડી બેગમ પણ માન આપતી હતી. આ પ્રમાણે કહાનજીભાઇની તો કીર્તિના અચળ કોટ દિલ્હીના દરબારમાં ગણાયા, હવે તો બાદશાહના અમીર ઉમરાવો તથા અધિકારી નોકરોએ કહાનાનાં પરાક્રમથી અંજાઇ જઇને તેની ચઢતીનો દ્વેષ કરવાનું તજી દીધું. ઉલટા સઉ કોઇ તેનાં વખાણ કરવા લાગ્યા, તથા ખુશામત કરીને તેની પ્રીતિ સંપાદન કરવાની મહેનત કરવા લાગ્યા. આ પ્રમાણે કહાનો કુંભાર તો નામનોજ માત્ર પ્રજાપતિ હતો તે ખરેખરો પ્રજાપતિ થઇ પડયો. ખુદ બાદશાહ પણ હવે તો કોઇ કોઈ વાર કહાનાને ત્યાં પધારતા. આવી ચઢતીમાં કહાનો દિલ્હીમાં કેટલાક વખત લગી રહ્યો; પરંતુ સંસારમાં પ્રતિષ્ઠા

વધે છે તેની સાથે જવાબદારીમાં અને ફરજમાં પણ વધારો થાય છે. એકવાર કોઇ કામમાં કોઈ માણસ ફાવ્યો અને તેણે પ્રતિષ્ઠા મેળવી તો બીજીવાર પણ તેવાજ મહત્વના કામમાં સઉ કોઇ તેનીજ મદદની આશા રાખે છે. તેજ પ્રમાણે બીજીવાર ફાવ્યો તો ત્રીજીવાર તેનીજ મદદ લેવાની લોકો આશા રાખે છે. એમ કરતાં એકાદવાર તો પોતાને માથે આવી પડેલા કામમાં ફતેહ પામી શકતો નથી, તો તેના તેજ લોક તે પ્રથમ દૈવયોગથી ફાવી ગયો હતો, અથવા તો હવે તેનામાં પ્રથમ જેવી શક્તિ રહી નથી, વગેરે વચનો બોલીને તે માણસની કિંમતને ઉતારી નાંખે છે; વળી રાજદરબારમાંતો વિશેષે કરીને એ પ્રમાણે માણસની કિંમત ઉતરી જવાનો સંભવ રહેછે. હવે આપણા કહાનાને પ્રતિષ્ઠા પ્રમાણે કોઇવાર તેવુંજ સખત કામ પોતાને માથે આવી પડવાનો સંભવ વધ્યો ખરો; પણ તે બાબતનું તેને કશું ભાનજ નહોતું તેને તો બડાઇ અને રોફ મારવો અને અમન ચેનમાં બાદશાહી માનની મોજ માણવી એટલુંજ ભાન હતું; પણ તેની ડાહી વહુ પાલી કુંભારણ કે જેની મારફત કહાનાનું નશીબ ફળદાતા નિવડયું હતું તેને તેવી ચિન્તા વારંવાર થતી. તે કુંભારણને પણ હવે તો નશીબના સંજોગ ઉપર જબરો વિશ્વાસ બેઠો હતો તેથી તેને કોઇ કોઇ વાર પ્રારબ્ધ વિષેનો વિચાર દિલાસો આપનાર થઇ પડતો હતો; એથી આ બંને કુંભાર કુંભારણનું જોડું દિલ્હીમાં સુખ ચેનમાં રહેતું હતું.

થોડોક સમય વીત્યા પછી ફરીને પણ કહાનાને માથે પાછી એક ઉપાધિ આવી પડી. કોઇ પરદેશી ધાડપાડુઓનું એક ટોળું દિલ્હીના આશપાશના પ્રગણામાં ધાડાં પાડી ગામડાંઓને લુટી લેવા લા-

ગ્યું અને તેથી લોકો કાયર થઇને માથે બળતી શગડીઓ લેઇને બાદશાહ એકવાર દરબાર ભરીને બેઠા હતા, તે વખત આવ્યા. દરબારમાં કહાનાભાઇ પણ બાદશાહની જમણી બાજુએ પોતાની માનભરેલી બેઠકે બેઠા હતા. આ વખતે પેલા રૈયત લોકોએ આવીને પોકાર કર્યો કે ધાડપાડું લોકો અમને ખરાબ ખરતે કરી નાખે છે, માટે અમારે માથે કોઇ ધણી હોય તો અમારે માથેથી આ શગડી ઉતરાવે અને એ ધાડપાડુ લોકોથી અમારૂં રક્ષણ કરે, અમે તો રંક પ્રજા છીએ, તો ખરો પ્રજાપતિ હોય તેજ અમારા માથેથી આ શગડી ઉતારી અમને ધીરજ આપે. આ સાંભળીને આપણો મૂર્ખ કહાનો તો સમજ્યો કે ખરેખરો પ્રજાપતિ તો હું કહેવાઉં કેમકે કુંભારને સઉ કોઈ પ્રજાપતિ કહે છે તેથી કહાનાએ તો પોતાની ખુરશી ઉપરથી ઉઠતે કે પેલા રૈયત લોકોના માથે શગડીઓ ઉતારી નાંખી, પણ કહાનાભાઇ કાંઇ સમજ્યા નહોતા કે શગડીઓ ઉતારીશું તો પછી પેલા ધાડુપાડુઓની સામે તલવાર બાંધીને રણે ચઢવું પડશે. કહાનાએ પેલા લોકોને માથેથી શગડીઓ ઉતારી નાખી એટલે બાદશાહે તરતજ તેને સાબાશી આપી ને બોલ્યા કે:—"શાબાશ, રાણાજી, શાબાશ! આ પ્રમાણે રૈયતનું દુઃખ ટાળવાને અને મારી બાદશાહીની આબાદી જાળવવાને માટે હુકમ થવાની પણ રાહ જોયા વિના એકદમ તમે તે હરામી ધાડપાડુઓને જેર કરવાનું કામ માથે લેવામાં જરીક પણ ઢીલ કરી નથી. તેથી તમારા જેવા ખાનદાન બહાદૂર મરદને હું જે શાબાશી આપું તે થોડી છે. તમારે જે કાંઇ સાહિત્ય કે સામગ્રી જોઇએ તે તમે તમારી પસંદગી પ્રમાણે લેઈ લેજો. તેમજ તમારી સાથે જે કાંઇ લશ્કર કે સરંજામ જોઇએ તેમાં પણ

તમારે મને પૂછવાની જરૂર નથી." આપણો કહાનો તો બાદશાહના કહેવાનો કાંઇપણ અર્થ સમજ્યો નહીં કે બાદશાહ અને પેલા ધાડ-પાડુઓની સામે લડવા જવાનું કહે છે. તે તો એની મેળે મુંગે મોઢે બેશી રહ્યો અને દરબાર બરખાસ્ત થઇ ગયો એટલે ઉઠીને પોતાને ઘેર ગયો. પણ રોજના રિવાજ પ્રમાણે પોતે દરબારમાં જઇને શું કર્યું હતું તેનો હેવાલ કહાનાએ પાલીને આગળ કહ્યો તે ઉપરથી પાલીએ જાણ્યું કે આ મૂર્ખે પોતાની મેળેજ બાદશાહના હુકમવગર ઉપાધિ વહોરી લીધી, હવે કેમ કરવું ? પણ પાલીએ જાણ્યું કે ધાડ-પાડુઓના સામે કાંઈ કહાનાને એકલો મોકલશે નહીં.

બીજે રોજ સવારમાં બાદશાહે કહાનાને તેડવા મોકલ્યો; અને પોતાની અશ્વશાલા (ઘોડાર)માં લેઇ જઇને તેને પોતાના સવારીના ખુદ બાદશાહી ઘોડા બાદશાહે બતાવ્યા તથા કહ્યું કે—"ઇસવખ્ત તુમ વો ધાડપાડુ લોકકે સામને લડનેકોં જાવ તબ તુમારે બેઠનેકોં યહ ઘોડેમેંસેં જો તુમકો પસંદ આવે વો ઘોડા લે જાવ. હમ તુમારી બહાદુરીસે બહોત બહોત ખુશ હો ગયે હૈ જીસ્સે તુમકો હમ-મૌજદેતે હૈ." કહાનો આ પ્રમાણે બાદશાહની પ્રસન્નતા સાંભળીને મનમાં પ્રથમ તો ખુશી થયો, અને ફુલાઈ ગયો; પણ જ્યારે પોતાને માટે બાદશાહના હુકમ પ્રમાણે ઘોડો પસંદ કરવાનું કામ શરૂ કર્યું ત્યારે તેણે જાણ્યું કે આપણે જન્મારા લગી કોઇ પાણીદાર ઘોડા-પર બેઠા નથી. ફક્ત ગધેડાં ઉપર બેશીને મોટા થયા છીએ, માટે જો કોઇ મજબુત અને જોરાવર ઘોડો પસંદ કરીશું તો હાડકાં પાંસળાં જુદાં થઇ જશે. માટે કોઇ દમ વગરનો નબળો પાતળો ઘોડો પસંદ કરવો.' આપ્રમાણે વિચાર કરીને તે બાદશાહનો ખાસ સવારીના

બધાય ઘોડાને જોવા લાગ્યો. કિયો ઘોડો પસંદ કરવો તે તેને સૂઝે નહીં તેથી તે ઘોડાઓને ફરી ફરીને જુએ. પછી છેવટે બાદશાહનો ખાસ માનીતો ઘોડો 'દુલદુલ' નામનો હતો, તેની પાસે જઇને તે ઘોડાને નિહાળતો અને પોતાના મનમાં વિચાર કરતો ઉભો રહ્યો. કેમકે તે ઘોડો ઘણોજ ઉમદા હતો, અને તે દેવતાઈ જેવો હતો. તે ઘોડો જમીન ઉપર ઉભો રહેતો ત્યારે ત્રીજો પગ જમીન ઉપર અડકાતો નહીં, પણ તે અધર રાખતો. વળી તે નિરંતર હસ્તીની માફક ઝૂલ્યા કરતો; તથા તેની આગળ રાત દિવસ ઘીના દીવાની જ્યોતીયો બળ્યા કરતી. આ ઘોડાને જોઇને કહાનારાણાએ વિચાર્યું કેઃ— "આ ઘોડો અશકત અને માંદો છે' તેના ઉપર મારાથી બેસી શકાશે તથા આ ઘોડો મારા કબજામાં રહેશે. કેમકે તે બિચારો એક પગે તો લંગડો છે તેથી ત્રણ પગે એકદમ ઉપડી જઇ શકશે નહીં; વળી તેને કાંઇ અંદરનું પણ દરદ છે તેથી આમતેમ ડોલ્યા કરે છે, તેથી આ પ્રમાણે દુઃખથી ઝુરતો ઘોડો કાંઇ મને ફેંકી દઇ શકશે નહીં; વળી તેની આગળ દિવસે પણ દીવા કરવા પડે છે તેથી તેતો આંધળા જેવો પણ હશે, તેથી આંખે અખમ થયેલો ઘોડો આપણે હાંકીશું તે પ્રમાણે ચાલશે પણ મને તે પાડી નાખીને નાશી કે ભાગી જશે નહીં; માટે આપણે તો આ જ ઘોડો પસંદ કરવો" આ પ્રમાણે વિચાર કરીને કહાનાએ બાદશાહને કહ્યું કેઃ—" મને તો આ ઘોડોજ પસંદ પડે છે." બાદશાહ તો એકદમ ખુશી થઇ ગયા અને કહાનાની અરજ મંજૂર રાખીને તેમણે કહાનાને સાબાશી આપી ને બોલ્યા કેઃ— "બહાદૂર રાણાજી! આપકોંભી ઘોડેકી અચ્છી પારખ હૈ." કહાનાએ તો એ ઘોડો અશકત અને ગરીબડો તથા માંદો જાણીને પોતાને

માટે પસંદ કર્યો હતો. પણ બાદશાહે તો પોતાના મનમાં જાણ્યું કે કહાનાને ઘોડાની પણ ખરેખરી પરીક્ષા છે કેમકે તેણે એટલા બધા ઘોડામાંથી પહેલા નંબરે ગણતા દુલદુલનેજ પંસદ કર્યો. આ પ્રમાણે દૈવ અનુકૂળ હોય છે તો મૂર્ખ પણ ફાવી જાય છે.

ઘોડો પસંદ કરીને કહાનો તો પોતાને મુકામે ગયો; અને તેણે બધી વાત પોતાની સ્ત્રી આગળ કરી. સ્ત્રીએ પોતાના મનથી વિચાર્યું કે બાદશાહી ઘોડારમાં એવો લંગડો કે આંધળો ઘોડો હોય નહિ. પણ પોતાના ધણીએ જે ઘોડો પસંદ કર્યો છે, તે જેની આગળ ઘીના દીવા બળે છે તે દુલદુલ હશે. એમ અનુમાનથી જાણી લીધું. તેથી તે ચતુર સ્ત્રી બોલી કે એ ઘોડો તો ઘણોજ પાણીદાર છે, તેના ઉપર તમે ટકી શકવાના નથી. ત્યારે કહાનાએ કહ્યું કે રોજની પેઠે તું કાંઇ યુક્તિ શોધી કાઢ. તે ઓરતે પછી દોરડા વતી તે ઘોડા ઉપર કહાનાને બાંધી લેવાની યુક્તિ મુકરર કરી. બીજે દીવસે પેલા ધાડપાડુઓ સામે આપણા પાંચમારસિંહજી કહાનજી કુંભાર લડવા જવાના હતા. તેથી બાદશાહના હુકમપ્રમાણે બાદશાહી ઘોડા દુલદુલને લેઇને ઘોડાનો રાવત કહાનાના મકાન આગળ હાજર થયો. કહાનાને તે ઘોડા ઉપર બેસાડીને તેની ઓરતે તેને દોરડાવતી સજડ ઘોડાની પીઠ સાથે બાંધી લીધો. પછી લગામ કહાનાના હાથમાં આપી. તેની કમરે દેખાવની જ ખાતર તલવાર વગેરે હથીઆર પણ બાંધી લીધાં હતાં. ઘોડો તો જેવો ચાલ્યો તેવોજ પવન વેગે ઉપડ્યો, અને કહાનાની મદદમાં જે રસાલો આવ્યો હતો, તે રસાલાના ઘોડા ચાલ્યા તેજ દિશામાં દોડ્યો અને તે બધા ઘોડાની આગળ નિકળી ગયો. કહાનાએ જાણ્યું કે આ ઘોડો તે આકા-

શમાં લેઇ જશે કે પાતાલમાં પેસાડી દેશે. તેથી બીકના માર્યા તેણે તો રસ્તામાં એક સુકાયલું મોટું ઝાડ આવ્યું તે પોતાના હાથમાં બાથ ભીડાવીને પકડી લીધું. હવે દૈવયોગે એવું બન્યું હતું કે તે ઝાડ અંદરથી પોલું ખવાઇ ગયેલું અને ઉપરથી સાજું જણાતું હતું. તેથી તે જો કે મોટું દરખત જણાતું હતું તોપણ તેમાં ભાર બધો મળીને બે ત્રણ મણથી વધારે નહોતો. કહાનાએ બાથ ભરાવી એટલે તે ઝાડ તો તેના હાથમાં આવ્યું અને મૂળમાંથી ભાગી જઇને તેની બાથમાં અધર રહ્યું. આ બધું પેલા સામા ધાડપાડુ લોકે દીઠું, તેથી તે લોકો તો બધા અજાયબ થઇ ગયા—કે આતે કોઈ દેવ હશે કે દાનવ હશે કે કોણ હશે—કે જે આખા ઝાડને મૂળમાંથી ઉપાડીને આપણા સામો લડવાને આવે છે. તેથી ધાડપાડુઓનો ઉપરી વેગળેથીજ હાથ જોડીને કહાનાને કહેવા લાગ્યો કે:—બાપજી ! અમને જીવતા મૂકો, હવે અમે કદી પણ આ બાદશાહના રાજ્યમાં ધાડાં પાડીશું નહી. ધાડુપાડુના ઉપરીએ કહ્યું કે—"જીવતા મૂકો," કહાનો સમજ્યો કે મને આ ઝાડ મૂકી દેવાનું કહે છે; તેથી તેતો ઘાંટા પાડી પાડીને બીકનો માર્યો બરાડવા માંડયોકે—" નહી મૂ કું અલ્યા નહી મૂકું." મૂર્ખ કહાનાના મનમાં એમકે જો ઝાડ મૂકીશ તો મરી જઇશ. પેલા ધાડુપાડુઓ સમજ્યા કે આતો આપણને જીવતા મૂકવાનો નથી. તેથી તેમણે પોતાનો લુટનો સઘળો માલ તેની આગળ રજુ કર્યો અને દાંતમાં તરણું લેઇને સઉ ઉભા. તે ધાડપાડુઓનાં ઘોડાંને જોઇને કહાનાનો દુલદુલ પણ ત્યાં પોતાની મેળે ઉભો હતો. તેવામાં કહાનાની મદદના રસાલાના સવારો વગેરે આવી પહોચ્યા. તેમણે પેલા ભયભીત થયેલા ધાડ પાડુઓને કેદ કરી લીધા. તેમનો લુટ કરીને મેળવેલો માલ પણ

કબજે કરી સાથે લેઇ લીધો, અને વિજયી કહાનાના ઘોડાને બીજા એક સવારે હેઠે ઉતરી દોરી લીધો, કેમકે કહાનાએ તો પોતાના હાથમાંથી ઘોડાની લગામ પણ બીકને લીધે મુકી દીધી હતી અને ઝાડની સાથે બાથ ભીડી મડા ગાંઠ પાડી દીધી હતી. સવારોએ જાણ્યું કે આ વીર પુરૂષને શૂર ચડયું છે તેથી તે કાંઈ ભાનમાં નથી. કહાનો તો બેભાનમાં ગાંડાની માફક બુમો પાડી પાડીને કહે તો કેઃ—"હવે નથી મૂકવાનો ! !" (એટલે ઝાડ નથી મૂકવાનો. સઉ સમજતા કે "આ ધાડપાડુલોકોને નથી મૂકવાનો." આ પ્રમાણે વિજયી કહાનાનો વરઘોડો પાછો દિલ્હીમાં આવ્યો. તેની ખબર વિજળીને વેગે આખા નગરમાં ફેલાઈ ગઇ. બાદશાહ પોતે સામઇયું કરીને તેના સામા આવ્યા. લોકો કહાનાનું વીરપણું જોઇને દિંગ થઇ ગયા. બાદશાહે પણ કહાનાને ઘોડાઉપર બેઠેલો જોયો તો હાથમાં મોટું દરખત અને મોઢામાં "નહિ મૂકુ" એવી વીર હાકોના નાદ શોભી રહ્યા છે. બધા રસાલાના સવારો એક અવાજે કહાનજીના શૂરવીરપણાનાં વખાણ કરી રહ્યા છે. અહો ! કેવો બહાદુર નર ! આખું ઝાડનું ઝાડ ઉઠાવીને જે રણે ચઢયો છે. હિંદુ સવારો તેને ભીમસેનની સાથે સરખાવતા હતા અને મુસલમાન સવારો તેને અલિમૂર્તુજાનો અવતાર કહીને વખાણતા હતા. આ બધું જોઇને બાદશાહે તો કોઇ કરોડો પ્રકારે કહાનાનાં વખાણ કર્યાં, સાબાશી આપી. બાદશાહતો પોતે પગે ચાલતા કહાનાજીના ઘોડા પાસે આવ્યા, અને બોલ્યાઃ—ધન છે, રાણાજી આપને ! ! આપના જેવો વીર પુરૂષ આ દુનિયામાં પાકયો નથી અને પાકનારો નથી. હવે આ જીતાયલા ધાડપાડુઓ ઉપર દયા કરીને આ જ ઘડીમાંથી મૂકી દો. કહાનો કે

જે બેભાનની પેઠે ફાટી આંખ્યે બાદશાહનું બોલવું સાંભળતો હતો તે "મૂકી ઘો" શબ્દ સાંભળતાં બરાડી ઉઠયો:–નહીં મૂકું, નહીં મૂકું; અને તે પણ એવા જોરથી બરાડયો કે બાદશાહ પણ ભડકી ગયા. પછી બાદશાહે જાણ્યું કે આ વીર પુરૂષને બહુ શૂર ચઢયું છે તેથી તેની સ્ત્રી પાસે તેને પહોંચાડીએ એટલે તેની સારવાર કરીને તે સ્ત્રી તેની તબીયત ઠેકાણે આણશે. પછી હાથમાં દરખત સાથેજ કહાનાને તેને ઘેર લેઇ ગયા. તેની સ્ત્રી ઘરમાંથી બ્હાર આવીને જોયું તો કહાનાને દિગમૂઢ અવસ્થામાં જોયો. તેણે પોતાના હાથમાં એક સોય લેઇને કહાનાના બંને હાથમાં કોઇ જાણે નહીં તેમ ઘોંચી એટલે તેણે ભડકીને બાથ છોડી દીધી એટલે પેલું ઝાડ બીજી તરફ નમેલું હતું તે તરફજ પડયું. કહાનાને ઘોડા ઉપરથી છોડીને હેઠે ઉતરાવ્યો. પાલી કહાનાને ઘરમાં લેઇ ગઇ અને તેને ઉંઘ આવી જાય તેવી દવા પાઇ દીધી. કહાનો ઉંઘી ગયો અને ફરીને જાગ્યો એટલે તેની અક્કલ શુદ્ધિમાં આવી. ત્યાર પછી થોડોક વખત થયો એટલે બાદશાહને ત્યાંથી માણસ તેડવા આવ્યું અને કહ્યું કે, જો હવે રાણાજીને હાક અને થાક ઉતર્યા હોય તથા તબિયત ઠેકાણે આવી હોય તો બાદશાહ તેમને યાદ કરે છે. કહાનાને પાલીએ બાદશાહ આગળ શું બોલવું તે શીખવી રાખ્યું અને પછી તેને બાદશાહ પાસે મોકલ્યો.

રાણાજી કહાનાભાઇનાં વખાણ આખી દિલ્હીમાં ગાજી રહ્યાં હતાં. તે સાંભળતાં સાંભળતાં બગીમાં બેસીને કહાનોજી બાદશાહ પાસે આવી પહોંચ્યા. બાદશાહ પણ આપણા કહાનાના આ છેલ્લા અદ્‌ભુત પરાક્રમથી એવા તો પ્રસન્ન થઇ ગયા હતા કે ન પુછો વા-

ત. આવા પરમ પરાક્રમી વીર પુરૂષ કહાનાનો દરબાર ભરીને બાદશાહે તે રોજ બહુ જ સત્કાર કર્યો, મોટાં મોટાં ઇનામ અકરામ આપ્યાં. થોડાક દિવસ વીત્યા પછી બાદશાહ રાણા પાંચમારસિંહજી ઉર્ફે આપણા કહાના કુંભારને ત્યાં પધાર્યા. જે કહાનો આવો પરાક્રમી ઠર્યો હતો અને જેણે બાદશાહની અદ્દ્ભુત સેવાઓ બજાવી હતી તેને ઘેર બાદશાહ પધારે એમાં કાંઇ નવાઈ નહોતી. પણ નવાઇની વાત તો એ હતી કે તે રોજ બાદશાહે કહાનાને અને પાલીને એકાન્તમાં મળીને નીચે પ્રમાણે વાત કરી. બાદશાહે કહ્યું કે–" તમને બંનેને હું મારાં બેટાબેટી પ્રમાણે ચાહું છું. તમે બંને કોઈ ખાનદાન કુટુંબનાં માણસ જણાવ છો. આ રાણાજી છે તે ઘણાજ પરાક્રમી અને બહાદૂર પુરૂષ છે. તેમનાં પરાક્રમથી હું તેમના ઉપર ફિદા થઈ ગયો છું. માટે મારે રાણાજી પાંચમારસિંહજીને મારી શાહજાદી પરણાવવાનો વિચાર છે. માટે તમો બંને જણની આ બાબતમાં શી મરજી છે તે કહેશો ? " કહાનો આ સાંભળીને ખુશ ખુશ થઇ ગયો હશે અને તેણે તરતજ " હા " કહી દીધી હશે, એમ અમારા વાંચનારના મનમાં આવશે, પણ તેમ નહોતું. કહાનો જો કે સુખચેન ભોગવવાની પ્રીતિવાળો હતો, તોપણ તેને પોતાના હિંદુપણાનું અભિમાન હતું. હિંદુ મટીને મુસલમાન થવા ઉપર તેમજ મુસલમાનની જોડે સગાઇ કરવા ઉપર સંપૂર્ણ તિરસ્કાર હતો. તેમજ તેને પોતાની સ્ત્રી પાલી કે જે તેના આટલા બધા ભાગ્યોદય થવામાં મદગાર થઇ હતી, અને જે પોતાના કમ અકલવાળા ધણી ઉપર પણ પૂજ્યભાવ રાખીને તેનું હિત ચિન્તવનારી હતી તેના ઉપર સંપૂર્ણ પ્રીતિ હતી. તેથી કહાનો બાદશાહે કરેલી માગણી

સાંભળીને વિચારમાં પડીગયો. તેથી બાદશાહે જાણ્યું કે તે પોતાની સ્ત્રી શું કહે છે તેની વાટ જોતો હશે તેથી બાદશાહ બોલ્યો કે:— "જો બેટા પાલી ? હું તને મારી શાહજાદી બરોબરજ ગણીશ, અને તારા સુખમાં કશો પણ વાંધો આવશે નહીં તારા પરાક્રમી ખાવિંદનું સુખ તને પૂરૂં પૂરૂં મળવામાં મારી દીકરી તરફથી કાંઇ પણ આચરણ કરવામાં આવશે નહીં." તે ઉપરથી પાલીએ કહાનાને કહ્યું કે— "મારી તરફથી આપ કાંઇ વાંધો સમજશો નહિ." પછી બાદશાહે કહાનાને કહ્યું કે:—" બોલો રાણાજી" તમારે કાંઇ વાંધો છે?" કહાનાએ ગરીબાઇ અને નિખાલસપણાથી કહ્યું કે—"આપ દયાલુ બાદશાહ? અમારો જે વાંક ગુનો હોય તે માફ કરશો. અમો જાતના કુંભાર છીએ, આપની શાહજાદી અમારા જેવાને દેવાથી આપની દુનિયામાં હાંસી થાય. થાટે આપ ખુદાવિંદ માફ કરશો." બાદશાહે અજાયબીથી ખુલાસો પૂછ્યો કે તમે પોતાને રાણાજીના કુટુંબના કહેવરાવો છો તે શી રીતે! કાહાનાએ પોતાની અસલ ગરીબાઇથી જવાબ દીધો કે:—અમારા ઘરડામાં એક રાણાજી કરીને કુંભાર થઇ ગયો છે. તે ઉપરથી અમે રાણાજીના કુટુંબના કહેવાઇયે છીએ." બાદશાહે થોડોક વખત વિચાર કરીને કહ્યું કે:—"ગમે તે વર્ણનો પણ પરાક્રમી પુરૂષ હોય તેને કન્યા લેતાં આપતાં અમારા દીનમાં હરકત નથી." કહાનો નિરાભિમાનપણે પેતાના હિંદુપણાને છાજે તેમ બોલ્યો:—' પણ હું હિંદુ છું તેથી મને હરકત છે. અમારામાં હિંદુપણાને અભિમાન ધારણ કરનાર ઢેડ પણ મુસલમાન સાથે સગાઇ કરતાં હિણપત સમજે છે તો હું કેમ વટલાઉ? આપ માલિકશ્રી મારો ગુન્હો માફ કરશો.' બાદશાહ બોલ્યા:—" પ્રેમ અને પદ-

વીની ખાતર મોટી મોટી વર્ણના હિંદુઓ મુસલમાન સાથે સંબંધ કરવામાં ખચકાતા નથી. તેનાથી તમે શું કુંભાર વધી ગયા કે?" કુંભાર કહાનો પોતાની મૂળ ગરીબાઈ પ્રમાણે બોલ્યોઃ—"બાપજી! અમે તો સઉ ઉંચા હિંદુઓના વસવાયાં છીએ, પણ જે હિંદુઓ મુસલમાનનોસાથે સંબંધ કરીને પોતાનો ધરમ બોળે છે તે તો અમારા કરતાં પણ નાપાટ !" તે સમજુ બાદશાહ કુંભારના નિખાલસપણાથી પ્રસન્ન થયો અને તેને ઇનામ વગેરે આપીને પોતાને સ્વદેશ પાટણમાં મોકલ્યો. તેના વંશના કુંભાર, પાટણની કારીગરીવાળાં રમકડાં વગરે બનાવે છે પણ હાંડલાં ઘડતા નથી. એવી દંત કથા હાલ ગુજરાતમાં ચાલે છે.

## દોહરો.

ભલી સ્ત્રીએ ભવ સુધરે, રૂડે દિવાને રાજ;<br>
ધર્મ સાચવ્યે જસ વધે, સાર વાતનો આજ. ૧

( સંપૂર્ણ )

## બુદ્ધિવર્ધક.

અમારી " બુદ્ધિવર્ધક " દવા ઘણી ચમત્કારિક તેમજ તરત
'દો કરનારી છે, ધાતુક્ષય, થતો ક્ષય, શરીરની નબળાઇ, મગજની
ાઈ, વીગેરે ઘણા રોગોને તે દૂર કરે છે. આ દવા શ્રમિત મનુષ્યો
ામજ ભણતા યુવકોનાં મગજ તર રાખે છે. અને મન પ્રફુલ્લિત
કરે છે. તેથી તેમણે અવશ્ય તેનો ઉપયોગ કરવો જોઇએ આ દ-
વાનાં ઘણાં ગૃહસ્થો તરફથી સેંકડો સર્ટીફીકેટ મળેલાં છે. કીંમત
ડબી એકના રૂ. ૦—૧૨—૦

## કફ પીલ્સ.

ઉધરસ થાય, ઉટાંટીઓ, ગળામાં ચાંદીઓ પડવી, છાતીની અંદર
દુ:ખ ઉત્પન્ન થવું વીગેરે કફ પ્રકોપના દરેક રોગને તે દૂર કરીને અતિ
ઉત્તમ રીતે ફાયદો કરે છે. એકવાર વાપરી જુઓ અને ખાત્રી કરો.
ડબી એકનો રૂ. ૧—૦—૦. જથ્થાબંધ મંગાવનારને પુરતું કમિ-
શન આપવામાં આવશે.

## ટુથ પાઉડર.

દાંતનું હાલવું; મોંમાં અવાળુ આવવું; મોંમાંથી દુર્ગંધ આવવી,
ચાંદીઓ પડવી, વીગેરે મોંમાં થતા અનેક રોગોને દૂર કરી અમારૂં
**ટુથ પાઉડર** દાંતને સ્વચ્છ અને ઘણી વખત સુધી ટકે એવા મ-
જબુત કરે છે. એકવાર વાપરીને ખાત્રી કરો. ૧ ઔંસની શીશીના
**રૂ. ૦—૪—૦.**

## જાદુઇ પાઉડર.

અમારો જાદુઈ પાઉડર, ખસ, લુખસ, શરીર ઉપરનાં ચાઠાં,
થતી દાદર, ખરજવાં વીગેરે શરીર ઉપર થતા ગડગુમડવાળા રોગો-
નો નાશ કરે છે. શરીરે ત્રણ દીવસથી વધારે ચોળવો પડતો નથી.
ડબી એકના **રૂ. ૦—૨—૦**

# ખાપરીયું.

ગળી ગયેલા બાળકો, નબળા બાંધાનાં બાળકોને ગળામાં સસણી બોલવી, બકારીઓ આવવી, ગળુ પડવું, ઝાડા વીગેરે બાળકોને થતા અનેક રોગો ઉપર અમારૂં ખાપરીયું જાદુઇ અસર કરે છે. સેંકડો બાળકોને મટાડી તેમનાં માબાપ તરફથી સર્ટીફીકેટ મેળવેલાં છે. જેમ રામચંદ્રજીનું રામબાણ વીજય કર્યા વગર પાછું પડતું નથી તેમ અમારી દવા રોગને હઠાવ્યા શિવાય રહેતી નથી. ડબ્બી એકના રૂ. ૦–૬—૦

## "રાજ વૈદ્ય"

રાજ વૈદ્ય નામનું પુસ્તક થોડા દિવસમાં અમારી તરફથી બહાર પડનાર છે–તેમાં સર્વ જાતના રોગો ઉપર અનુભવ સિદ્ધ કરેલી દવાઓ, રોગની ઉત્તપત્તિ થવાનું કારણ, તેની ચકિત્સા, અનેક જાતનાં ચુરણો, ધાતુમારણ પ્રયોગ વિગેરે વિષે પુસ્કળ વિવેચન લખેલું છે. આ પુસ્તકનો લાભ બીજા ગરીબ અને તાલેવંત સર્વે લેઇ શકે તેમ છે. તેમાં દવાઓ એવી બતાવેલી છે કે ગરીબમાં ગરીબ હેય તે પણ ઔષધ મેળવીને પોતાના કુટુંબને આરામ કરી શકે. અમારા ઘણા પ્રયાસે અનુભવ મેળવી તૈયાર કરવામાં આવતું પુસ્તક દરેક માણસે પોતાની લાયબ્રેરીમાં રાખવુંજ જોઇએ, એવો અમારો અભિપ્રાય છે. માટે અમારા અમૂલ્ય પ્રયાસને ગુજર્જર ભાઇઓ સારી મદદ કરશે એમ હું ધારૂં છું. અગાઉથી ગ્રાહક થનારને આ પુસ્તક અડધી કીમને એટલે અડધા રૂપિયામાં આપવામાં આવશે અને પાછળથી ગ્રાહક થનાર પાસેથી રૂ. ૧—૦—૦ લેવામાં આવશે.

| મળવાનું ઠેકાણું. | લી. |
|---|---|
| શ્રી મુદ્રણકલામંદિર લિ. | **રેવાશંકર ભાઇશંકર** |
| આગર સારંગપુર ઘાસીરામની પોળ. | **અમદાવાદ.** |